✤ બિસ્મિહી તઆલા ✤

પ્રકાશન નં. ૨૦૦

# ઈસ્લામ : હકીકતોના નકશામાં



–ઝકરિય્યા એ. પટેલ



પ્રકાશન વિભાગ

દારુલ ઉલૂમ ભરૂચ–મહમૂદનગર,

મુ. પો. કંથારીઆ–૩૯૨ ૧૬૨

તા. જિ. ભરૂચ (ગુજરાત–ઈન્ડિયા)

ઈસ્લામ : હકીકતોના નકશામાં



-ઝકરિય્યા એ. પટેલ (લુણાવાડા)



પ્રકાશન નં. ૨૦૦

આવૃત્તિ : બીજી

પ્રત: ૧૦૦૦

પ્રકાશન વર્ષ : સન હિજરી : ૧૪૨૦
સન ઈસ્વી : ૧૯૯૯

મૂલ્ય :



**પ્રકાશન વિભાગ**
દારુલ ઉલૂમ ભરૂચ–મહમૂદનગર,
મુ. પો. **કંથારીઆ**–૩૯૨ ૧૬૨
તા. જિ. ભરૂચ (ગુજરાત–ઈન્ડિયા)



મુદ્રક :

*દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર–કંથારીઆ*



# અનુક્રમણિકા

بسم الله تعالى

બિસ્મિહી તઆલા

## પ્રાસ્તાવિક

આ વિરાટ સૃષ્ટિમાં વસતાં સેંકડો જીવો પૈકી માનવીનું સામાજિક અને બુદ્ધિમાન વ્યક્તિત્વ એની અનુપમ ખૂબી છે. આ જ ખૂબી માનવીને સર્વશ્રેષ્ઠ સર્જનના પદે સ્થાપે છે. મનુષ્યની આ આગવી વિશિષ્ટતાને દરેક વ્યક્તિ જાણે છે અને સ્વીકારે છે, પરંતુ બહુ ઓછા લોકો એ અંગે ગંભીરતાથી વિચારે છે કે માનવી પાસે આ વિચારશક્તિ શા માટે છે અને તે ક્યાંથી આવી છે ? દુનિયાનો એક મોટો વર્ગ આ વિચારશક્તિને અકસ્માત ગણે છે અને કહે છે કે માનવી સામાજિક 'પ્રાણી' છે. આ વર્ગ માનવીને એની વર્તણૂક માટે જવાબદાર ગણવા તૈયાર નથી. જો મનુષ્યનું બુદ્ધિમાન હોવું એ કોઈ અકસ્માત હોત તો માનવજીવનની નિયમિતતામાં સાતત્ય જળવાયું હોત ખરું ? કયો અકસ્માત એની બુદ્ધિમત્તાને છીનવી લઈને એને અન્ય જીવોની તુલનામાં ખડો કરી દે તે નિશ્ચિત હોત ખરું ? આપણી પ્રકૃતિ કહે છે કે માનવીનું બુદ્ધિમાન હોવું એ જરૂર આયોજિત છે, આકસ્મિક નથી જ. માનવનું બુદ્ધિવંત હોવું એ જ એના જવાબદાર અને અંકુશિત હોવાની મોટામાં મોટી દલીલ છે. એને એક ખાસ યોજના અને હેતુસર જ બુદ્ધિ આપવામાં આવી છે. અગર કોઈ એમ પૂછે કે મનુષ્ય કોના પ્રતિ જવાબદાર છે ? તો એનો ઉત્તર એ જ હોઈ શકે છે કે જેણે મનુષ્યને

બુદ્ધિવંત વ્યક્તિત્વ અર્પણ કર્યું છે તેના પ્રતિ શું આ સીધી અને સરળ વાત નથી? ભલા એ તો કેટલું અંધેર ગણાય કે માનવીની સમજશક્તિ અકસ્માત ગણવામાં આવે અને પછી તેને નિરંકુશ છોડી દેવામાં આવે !

માનવીની પ્રકૃતિ અને આંતરચેતના જીવનની આ વાસ્તવિક્તાને પામવા વ્યાકુળ હોય છે. આ જ કારણે 'હું કોણ છું? ક્યાંથી આવ્યો છું ? જીવન શું છે ?' જેવાં મહાપ્રશ્નો માનવમનના ઊંડાણમાંથી ઊઠવા પામ્યાં છે, આ મહા પ્રશ્નો એ બુદ્ધિને ઊપડેલી કોઈ 'ચળ' નથી, બલકે માનવપ્રકૃતિની જાગ્રત ચેતનાઓ અને વ્યાકુળતાનું દ્રષ્ટાંત છે. જ્યાં સુધી આ મહાપ્રશ્નોનો પ્રકૃતિગમ્ય ઉત્તર ન મળે ત્યાં સુધી જીવન 'જીવન' નથી બની શક્તું, અશાંતિનો પર્યાયમાત્ર બની જાય છે. જગતમાં માનવમનની આ બેચેનીનું સમાધાન કરવા અવનવી વિચારસરણીઓ જન્મતી રહી છે અને જુદા જુદા વિચારકો અનુમાનો અને અટકળોને આધારે જીવનની વાસ્તવિક્તાને લોકો સામે મૂક્તા રહ્યા છે, પરંતુ ખુદ એ વિચારકોનું મન સંતુષ્ટ નથી બની શક્યું. કારણ કે, અટકળો અને હકીકત વચ્ચે મહાન અંતર છે, માનવસ્થાપિત કોઈ પણ વિચારસરણી માનવજીવનના મહા પ્રશ્નોનો સંતોષપ્રદ જવાબ આપી શકવા સમર્થ નથી. તેનો પરમ આનંદદાયી ઉત્તર તે જ છે, જે માનવજીવનના દાતા તરફથી મળેલો હોય. આ જ ઉત્તરનું નામ દુનિયાની એક બહુબોલાતી ભાષામાં **''ઈસ્લામ''** છે, જે માનવ–જીવનની વાસ્તવિક અવસ્થાનું સંતોષકારક અંદાઝમાં વિશ્લેષણ કરે છે.

આ પુસ્તિકા વિશેષ કરીને એવા લોકો માટે લખવામાં આવી છે, જેઓ જીવનની હકીકતને પામવા આતુર છે. ઈસ્લામનું સૃષ્ટિ, જીવન અને માનવી વિશેનું ચિંતન જે ઈમારત પર ખડું છે, તેના વિવિધ

સ્તંભોનું અહીં સંક્ષિપ્તમાં આલેખન થયું છે. કેટલાક માનવબંધુઓ પરિસ્થિતિ અને સંજોગોના દુષ્પ્રભાવને કારણે ઈસ્લામ વિશે અનેક પ્રકારની ગેરસમજોમાં સપડાયેલા છે. ગેરસમજ મહા હાનિકારક વસ્તુ છે. તે માનવહૃદયમાં મલિન ભાવનાઓ જન્માવે છે અને માનસને પૂર્વગ્રહો તરફ દોરી જાય છે. ઈસ્લામ અને મુસલમાનો વિશે સર્વ–સામાન્ય રીતે પ્રવર્તતી ગેર સમજોના સંદર્ભમાં આ પુસ્તિકાના અલગ અલગ પ્રકરણોમાં ટૂંકમાં સ્પષ્ટતા કરવા પ્રયત્નો કર્યા છે. પુસ્તિકા ઈસ્લામના ક્રાંતિકારી વિચારકો અને મહાન વિદ્વાનોના સાહિત્યને આધારે જ તૈયાર કરવામાં આવી છે. દુઆ છે કે સર્જનહાર તેને પોતાના બંદાઓ માટે સદા લાભકારક બનાવે અને એમાં રહેલી ઊણપો બદલ ક્ષમા અર્પણ કરે, આમીન !

આ પુસ્તિકા અંગે ઈસ્લામના માનવંત વિદ્વાનોના મૂલ્યવાન સૂચનો આવકાર્ય છે, જ્યાં જ્યાં ક્ષતિ જણાય તે બાબત તરફ ધ્યાન દોરવામાં આવશે તો આભારી થઈશ. વાચકો પણ પોતાના અભિપ્રાયો મોકલશે તો આનંદ થશે. ઈસ્લામ અંગે કોઈ મૂંઝવણનો ઉત્તર આમાં ન મળી શકે અથવા વિગતપૂર્ણ ઉત્તરની અપેક્ષા હોય તો જરૂર લખવા વિનંતી છે.

**આભાર દર્શન :–** આ પુસ્તિકાને ફલાહે દારૈન તડકેશ્વર (સુરત)ના ભૂતપૂર્વ કુલપતિ અલહાજ હઝરત મવલાના અબ્દુલ્લાહ સાહબ કાપોદ્રવી (દા. બ.) જેવી વીરલ, સન્માનનીય વિભૂતિનું આમુખ મળ્યું છે તે મારે માટે અત્યંત આનંદ, સંતોષ અને સદ્‌ભાગ્યની વાત છે. આ માટે હું હઝરતનો હૃદયના ઊંડાણથી આભારી છું. અલ્લાહ તઆલા હઝરત (દા. બ.)ને બેહતરીન બદલો અતા ફરમાવે તેવી દુઆ છે.

આ પુસ્તિકાના લેખન અને પ્રકાશન સુધી તેમાં સતત ચિંતા ઓઢનાર મારા ખાસ શુભેચ્છક હઝરત મવલાના ગુલામ મુહમ્મદ ''ફલાહી''ને શેં ભૂલાય ? અલ્લાહ તઆલા તેમને બેહતર બદલો અતા ફરમાવે, આમીન !

દારુલ ઉલૂમ ભરૂચ, કંથારીઆના પ્રકાશન વિભાગનો બેહદ શુક્ર અદા કરું છું કે આ પુસ્તિકાની બીજી આવૃત્તિના પ્રકાશનની વ્યવસ્થા કરી. મજકૂર સંસ્થાના મોહતમિમ હઝરત મૌલાના ઈસ્માઈલ અહમદ મનુબરી ( સા., દા. બ.), મૌલાના હસન ભડકોદ્રવી સા. તથા યાકૂબભાઈ વેસદડાવાલા (પ્રેસ મેનેજર સા.)નો આ તકે ખુસૂસી તૌર પર આભારી છું. વસ્સલામ,

**ઝકરિય્યા પટેલ**

*જવાહર રોડ, લુણાવાડા—૩૮૯ ૨૩૦*

*(પંચમહાલ)*

*તા. ૭—૯—'૯૯*



 

  

બિસ્મિહી તઆલા

# આમુખ

**આલેખન : આદરણીય હઝરત મવલાના અબ્દુલ્લાહ સાહેબ કાપોદ્રવી (દા. બ.)**

જનાબ ઝકરિય્યા એ. પટેલ (લુણાવાડાવાલા) ગુજરાતી ભાષાના વિભિન્ન સામયિકોમાં ઈસ્લામ અંગે અવારનવાર ઘણાં સારાં લખાણો પ્રગટ કરતા રહે છે.

આ પુસ્તિકામાં પણ એમણે ઈસ્લામના પાયાના સિદ્ધાંતો અને માન્યતાઓ અંગે અભ્યાસી વિદ્વાનોના સાહિત્યનું અધ્યયન કરીને ઘણી ઉપયોગી બાબતો એકત્ર કરી છે. ઈસ્લામ અંગે આજે લોકોના માનસમાં અનેક પ્રકારની ગેરસમજો પ્રવર્તી રહી છે. આ ગેરસમજોને કારણે અલ્લાહના બંદાઓ જીવનની સીધી અને સરળ હકીકતને પામવાથી

દૂર છે. જાતજાતની વિચારસરણીઓના પ્રચંડ હુમલા સામે ઈસ્લામનું સરળ અને ગંભીર જીવનદર્શન આ પુસ્તિકાના પ્રારંભના પ્રકરણોમાં આલેખાયું છે. તવહીદ, રિસાલત, આખિરત, ઈસ્લામના અરકાન તથા બીજાં ઘણાં અગત્યના વિષયો ઉપર દલીલપૂર્વક, બુદ્ધિને અપીલ કરતી શૈલીમાં સમજૂતી આપવામાં આવી છે. મારું એમ માનવું છે કે જો આપણા બિનમુસ્લિમ માનવબંધુઓ સુધી આ પુસ્તિકા પહોંચાડવામાં આવે તો ઈસ્લામ વિશે ઘણી ગેરસમજોનું સમાધાન થઈ શકશે. વળી, શાળા–મહાશાળાઓના વિદ્યાર્થીઓ અને આધુનિક્તાથી પ્રભાવિત મુસ્લિમ નવયુવાનો જો આ પુસ્તિકાને વાંચનમાં લે તો ઘણો લાભ થશે. વળી સામાન્ય મુસ્લિમજન માટે પણ આ ઘણી ઉપયોગી કિતાબ છે. ઈસ્લામ અંગે વિવિધ માધ્યમો દ્વારા આજે દુનિયામાં જે ખોટી સમજ ઊભી કરવામાં આવી રહી છે એવા સમયે આવા સાહિત્યની અગત્ય વધી જાય છે. ગુજરાતીમાં આ પ્રકારના સાહિત્યની ઘણી જરૂરત છે.

અલ્લાહ તઆલા આ નવયુવાનની મહેનતને સ્વીકૃતિનું બહુમાન અર્પણ કરે અને લોકોને તેનાથી લાભ ઉઠાવવાની તૌફિક અતા ફરમાવે, આમીન !

વસ્સલામ,

**લિ. અબ્દુલ્લાહ કાપોદ્રવી**

*તા. ૪–૫–'૯૩*



# ૧. સર્જનહારનું અસ્તિત્વ : સાદું સત્ય

અગર કોઈ એમ કહે કે આ અસીમ સૃષ્ટિ અને અસીમ જીવન એ કોઈ અકસ્માત નથી, જરૂર તેનો એક સર્જનહાર છે, જે યોજનાબદ્ધ રીતે તેનું સંચાલન કરી રહ્યો છે, તો શું આ કોઈ અચંબાની વાત થઈ? આશ્ચર્યની વાત તો ત્યારે કહેવાય જ્યારે કોઈ એમ કહે કે આ મહાન સૃષ્ટિનો કોઈ જ સર્જનહાર નથી, બધું આપમેળે જ બની ગયું છે અને આપમેળે જ ચાલી રહ્યું છે ! –સર્જનહારનું અસ્તિત્વ, વાસ્તવમાં, સૃષ્ટિની સૌથી મોટી, સૌથી વધુ ઉભરાઈને આવતી બુનિયાદી હકીકત છે, જેનાથી માનવીની પ્રકૃતિ સ્વયં પરિચિત છે. અગર આપણને દુનિયાનાં મોટામાં મોટા પ્રોફેસર, ઈજનેર, ડૉકટર, વિજ્ઞાની કે પંડિત આવીને એમ કહે કે આ કપડાં, જે તમે પહેર્યાં છે, એ આપમેળે જ બજારમાંથી આવી ગયાં છે, આપમેળે જ સિવાઈ ગયાં છે અને આપમેળે જ તમારા શરીર ઉપર આવી ગયાં છે.....યા એવો વિશ્વાસ અપાવે કે આ ઘડિયાળ, જે તમારા કાંડા સાથે ચીપકેલી છે, તે કોઈ બનાવનારે બનાવી નથી, બલકે આપમેળે તેના સ્પેરપાર્ટસ બની ગયાં છે, આપમેળે જ પરસ્પર યોગ્ય સ્થાને ગોઠવાઈ ગયાં છે અને આપમેળે એ ઘડિયાળના સ્વરૂપમાં તમારા કાંડા સાથે બંધાઈ ગઈ છે....... શું આપણી બુદ્ધિ તે પ્રોફેસર, ઈજનેર, વિજ્ઞાની કે પંડિત મહાશયની વાતને માનવા તૈયાર થશે ? હરગિઝ નહિ, ઊલટાનું, આવી વાતો કરનારના દિમાગની ખરાબી વિશે આપણને કોઈ શંકા

નહીં રહે. સમજાતું નથી કે માનવી સર્જનહારના અસ્તિત્વનો ઈનકાર કઈ દલીલને આધારે કરે છે ? આ સૃષ્ટિનું વિશાળ કારખાનું આપણને કેટલું નિયમાનુસાર કાર્યવંત જણાઈ છે ! સૃષ્ટિ એટલી આશ્ચર્યકારક છે કે તે કોઈના બનાવ્યા વિના નથી બની શકતી. હકીકત એ છે કે ખુદાને માનવા પર માણસ એ જ પ્રમાણે લાચાર છે, જે પ્રમાણે પોતાને કે સૃષ્ટિને માનવા પર.

આપણી આ જમીન, જેના ઉપર આપણે વસીએ છીએ, તે એક ઘણા મોટા પૈંડા સમાન છે. પૃથ્વી પોતાની ધરી ઉપર સતત એક હજાર માઈલ પ્રતિ કલાકની ઝડપથી ગતિશીલ છે. આપણે આ ગતિશીલ જમીન ઉપર હરીએ છીએ, ફરીએ છીએ, ઘરો અને કારખાના બનાવીએ છીએ, પરંતુ આપણી હાલત એવી નથી, જે ઘૂમી રહેલા પૈંડા ઉપર મૂકેલી કાંકરીની થાય છે. કેમ કે નીચેથી જમીન અસાધારણ તાકાતથી આપણને ખેંચી રહી છે અને ઉપરથી હવાનું ભારે દબાણ આપણને જમીનની સપાટી ઉપર રોકેલ રાખે છે. આ કેવી અજબ વ્યવસ્થા છે ! પૃથ્વી સતત બે પ્રકારની ગતિમાં વ્યસ્ત છે. એક પોતાની ધરી ઉપર અને બીજી સૂર્યની ફરતે પોતાના મદાર ઉપર, પરંતુ તે કશો ઘોંઘાટ નથી ફેલાવતી. જીવન ઉપર એક નજર કરો, કેવી અનોખી ઘટના છે કે થોડીક ભૌતિક વસ્તુઓ આપોઆપ એક શરીરમાં એકત્ર થાય છે અને પછી અનેક પ્રકારનાં વ્યક્તિત્વ સર્જાઈ છે. કોઈ માછલી બની પાણીમાં તરે છે, કોઈ પક્ષી રૂપે હવામાં ઊડે છે. અનેક પ્રકારના પશુ–પ્રાણીના સ્વરૂપમાં જમીન ઉપર હરેફરે છે. તેમાં તે સજીવ પણ છે, જેને માનવી કહેવામાં આવે છે. તેના જન્મના તબક્કાઓ, તેના દેહની રચના, તેની ભિન્ન–ભિન્ન મુખાકૃતિઓ, ભિન્ન–ભિન્ન અવાજો, જુદા જુદા વિચારો–આ બધું ખરેખર, મામલાની આશ્ચર્યકારક્તામાં વધારો જ કરે છે.આ બધાં એટલા મોટા ચમત્કારો

છે, કે તેના કમાલોને માનવભાષામાં વર્ણવી શકાતાં નથી.

જો જમીન ઉપર માત્ર દિવસ જ રહ્યો હોત તો સૂરજની એકધારી ગરમી માનવીની રાહતને હરામ કરી નાંખત. જો માત્ર રાત્રિ જ હોત તો જીવનગુજારા માટેની દોડધામ આફતરૂપ બની જાત. આ સૂર્યને જુઓ, તેનું ઉષ્ણતામાન એક કરોડ ચાલીસ લાખ ડિગ્રી સેન્ટીગ્રેડ છે. પૃથ્વી કરતાં એક સો નવ (૧૦૯) ગણો વધારે એનો વ્યાસ છે. એનું કદ પૃથ્વીના કદ કરતાં ૩,૩૩,૦૦૦ ગણું વધુ મોટું છે. એને જમીનથી નવ કરોડ ત્રીસ લાખ માઈલના અંતરે રાખવામાં આવ્યો છે, જેના કારણે જમીન પર ન તો બેહદ ગરમી પડે છે, ન બેહદ ઠંડી. વાદળાં વડે વિપુલ પ્રમાણમાં પાણી પૂરું પાડવાનો પ્રબંધ અને તેની મારફતે અનાજ તેમજ વનસ્પતિ અને ફળ–ફૂલોના ઘીચ, ફળદ્રુપ બગીચાઓનું ઊગી નીકળવું, જેનાથી માનવી અને અન્ય સજીવોની રોજીની વ્યવસ્થા થઈ રહી છે, શું માનવીની આંખો ઉઘાડી દેવા માટે આ પૂરતું નથી ? આકાશનું સર્જન, કે જેમાં અસંખ્ય તારાઓના સમૂહો, આકાશગંગાઓ, મહાકાય ગ્રહો અને જબરજસ્ત સૂર્યમંડળો શામેલ છે અને જેમાં આશ્ચર્યકારક નિયમિતતા તથા સમતોલપણું દેખાય રહ્યું છે, શું એ કોઈ અકસ્માત હોઈ શકે છે ? કરોડો માઈલના વિસ્તૃત વાતાવરણમાં તારલાઓનું અજ્ઞાત યુગોથી અદ્ધર રહેવું અને એક નિર્ધારિત વ્યવસ્થાને આધીન રહેવું એ હકીકતનો ખુલ્લો પુરાવો નથી કે આ સૃષ્ટિની રચના અને વ્યવસ્થા પાછળ એક મહાન જ્ઞાની હસ્તીનો મનસૂબો કાર્યરત છે ! ગુજરાતના ક્રાંતિકારી વિચારક શ્રી સચ્ચિદાનંદજી લખે છે, 'વિશ્વ અને આપણું શરીર એ પ્રત્યક્ષ કૃતિ છે. તેમાં પ્લાન છે, વ્યવસ્થા છે, સંયોજન છે, સર્જન–વિસર્જનનું સાતત્ય છે. ડગલે ને પગલે એક નિશ્ચિત ડિઝાઈન દેખાય છે. જેમ જેમ આ કૃતિને ઊંડાણથી જોવા–સમજવાનો પ્રયત્ન થાય છે, તેમ

તેમ તેના કર્તાની વધુ ને વધુ સ્પષ્ટ ઝાંખી થવા લાગે છે. આ અનુમાન નથી, અનુભૂતિ છે. જો કોઈ પૂર્વગ્રહોનો વળગાડ ન વળગ્યો હોય તો કોઈ પણ વિચારક આ અનુભૂતિને પામી શકે છે. પરમાત્મા મહાન છે, એટલા માટે કે તેની પ્રત્યેક કૃતિ મહાન છે. ભલે, આપણે કર્તાને જોઈ શકતા ન હોઈએ, તેની કૃતિને તો જોઈ શકીએ છીએ. કૃતિને મિથ્યા કે કાલ્પનિક કહેવાથી તો કર્તાની જ મહત્તા સમાપ્ત થશે......''

*(સંદેશ, રવિવારની પૂર્તિ, તા. ૧૦–૧૧–૯૧, કટાર– ''લોકસાગરને તીરે તીરે'')*

ખરેખર, આપણી બુદ્ધિ કહે છે કે આ સૃષ્ટિમાંનું સર્વ કાંઈ હૈરત–અંગેઝ છે અને એક મહાન શક્તિના અસ્તિત્વ અંગે આપણને વારંવાર ભાન કરાવે છે. આપણી પ્રકૃતિ પુકારી ઊઠે છે કે આ મહાન અને વિચિત્ર સૃષ્ટિ એ કોઈ અકસ્માતનું પરિણામ નથી જ નથી. અમેરિકન જીવશાસ્ત્રી એડવર્ડ લ્યૂથર કિસલ લખે છે, ''વિજ્ઞાને એ પૂરવાર કરી દીધું છે કે આ સૃષ્ટિ અનાદિથી નથી, બલકે તે પોતાનો એક ''પ્રારંભ'' ધરાવે છે અને અનાદિથી ન હોય તે સ્વયં આરંભાઈ શકે જ નહિં. આમ, વિજ્ઞાને જાણે–અજાણે અલ્લાહના અસ્તિત્વને પૂરવાર કરી દીધું છે.'' *(The Evidence of God, P. 51)*

અલ્લાહના અસ્તિત્વ માટે તો માનવીની આંખો સામે અસંખ્ય દલીલો મોજૂદ છે અને પ્રત્યેક દલીલ સર્જનહારના અસ્તિત્વની હકીકત વિશે આપણને અત્યંત બુદ્ધિગમ્ય સમજૂતિ આપે છે, પરંતુ સર્જનહારના અસ્તિત્વનો નકાર કરનારાઓ પાસે ખુદાના ઈનકાર માટે કઈ દલીલ મવજૂદ છે ? શું અનુમાનો અને અટકળો પણ કોઈ દલીલ બની શકે ખરાં ?

કેટલાંક ''મોટા ગજા''ના બુદ્ધિજીવીઓ એવી દલીલ પણ કરે છે કે જો આ સૃષ્ટિ અલ્લાહે બનાવી તો અલ્લાહને કોણે બનાવ્યો ? આવો પ્રશ્ન ઉઠાવનારાઓને આપણે સામો પ્રશ્ન કરી શકીએ છીએ કે જો આ સૃષ્ટિને તમે અનાદિ માનતા હોવ તો અલ્લાહને અનાદિ માનવામાં કયો અવરોધ આડે આવે છે ? શું આ સૃષ્ટિનાં અસંખ્ય તત્ત્વોને અનાદિ માનવા બુદ્ધિને અનુરૂપ છે કે એક અલ્લાહને અનાદિ માનવો વધારે બુદ્ધિગમ્ય છે ?

વાસ્તવમાં, ખુદાનો ઈનકાર કરવો એ માનવમનની વિકૃતિ, અહંકાર, હઠાગ્રહ અને મિથ્યાભિમાનની ભૂંડામાં ભૂંડી મિસાલ (દ્રષ્ટાંત) છે. એટલું જ નહીં, માનવીની પ્રકૃતિ સામે યુદ્ધની ઘોષણા પણ છે.







# ૨. ધર્મ : એક જીવન વ્યવસ્થા

શું ધર્મ સાચે જ કોઈ વાસ્તવિક્તા છે ? માનવજીવનનાં જતન અને પતન તથા વિકાસ અને રકાસ સાથે ધર્મને સીધેસીધો સંબંધ છે ખરો ? શું ધર્મ એ માનવીની પ્રકૃતિની પુકાર છે કે પછી એ એક પસંદગીનો વિષય માત્ર છે ? શું માનવી પોતાના આચાર–વિચાર માટે એક અકળ શક્તિને જવાબદાર છે ? માનવજીવનના વલણોને જ્યાં વિજ્ઞાને સંપૂર્ણ રીતે નવી દિશા આપી છે તેવા આ યુગમાં ધર્મવિચાર પ્રસ્તુત છે ખરો ? –આ અને આવાં અનેક પ્રકારનાં વિચારોથી ભરપૂર એવું એક મનોમંથન આજના બુદ્ધિજીવી વર્ગને બેચેન કરી રહ્યું છે. આ મનોમંથનના વમળો અત્યંત વિકરાળ છે, જેમાં અટવાયેલાંઓ પૈકી જેમણે વિધેયાત્મક દ્રષ્ટિકોણ અપનાવ્યો તેમણે ધર્મને સાચે જ માનવીની પ્રકૃતિની પુકાર સમજીને ધર્મના પુનરુત્થાનના પ્રયાસોને આવકાર્યા, પરંતુ જે લોકોએ હઠાગ્રહ, મિથ્યાભિમાન અને અનુમાન પરસ્તીનો માર્ગ પકડી ધર્મને સમજવા પ્રયાસ કર્યો તેઓ બહુ ઊલટા માર્ગે જઈ ચડયા અને અવનવા સિદ્ધાંતોની એવી ઝાડીમાં ફસાઈ ગયા કે એમાંથી નીકળવાનો કોઈ માર્ગ ન સૂઝયો. કમ્યુનિઝમ, સિકયુલરિઝમ વિગરે એ ગીચ ઝાડીઓનાં જ નમૂના છે. કેટલાંકે 'માનવધર્મ'ની વાતો વહેતી મૂકી અને ધર્મને માત્ર નીતિનિયમો સુધી જ મર્યાદિત રાખવાની શિખામણ આપી.

—વાસ્તવમાં, આ પ્રકારની પરિસ્થિતિ સર્જાવાનું કારણ ધર્મ અંગેની સંકુચિત મનોદશા અને અધૂરી સમજ છે. ધર્મ એ કોઈ એટલી સામાન્ય વિચારસરણી નથી, જેટલી સામાન્ય રીતે લોકો સમજે છે. ધર્મ અંગેનો પ્રવર્તમાન દ્રષ્ટિકોણ અનેક દ્રષ્ટિએ મૂળભૂત રીતે જ ભૂલભરેલો છે, જે ગેરસમજોનો પ્રેરણાસ્ત્રોત છે. ધર્મનું નામ લેવામાં આવે ત્યારે કેટલાક ચોક્કસ પ્રકારના વિચારો વ્યક્તિના માનસમાં ઘૂમવા લાગે છે અને ગેરસમજની પકડ વિચારોની એ પ્રક્રિયાને એક હદ સુધી મર્યાદિત બનાવી દે છે. ધર્મ એની હકીકતની દ્રષ્ટિએ સર્જનહાર અને માનવી વચ્ચેનાં એક એવા સંબંધનું નામ છે, જે માનવજીવનની નૈતિક વ્યવસ્થાનો આધાર અને ચાલકબળ છે, પરંતુ આજે લોકો ધર્મને માત્ર કેટલીક રૂઢિઓનો સમૂહ સમજે છે. કેટલીક વ્યક્તિઓ તો ધર્મ અને સાંસારિક જીવન વચ્ચે કોઈ સંબંધ હોવાને પણ અચંબાની વાત માને છે. એમના મતે તો ધર્મનો અર્થ જ સાંસારિક જીવનથી દૂર ભાગવાનો છે. અનેક બુદ્ધિજીવીઓના મોઢેથી આપણે વારંવાર સાંભળીએ છીએ કે ધર્મ અને રાજકારણ પરસ્પર અલગ અલગ વિચારો હોવાથી ધર્મને રાજકારણ સાથે ભેળવીને ધર્મને અભડાવવો જોઈએ નહીં ! —આ પ્રકારના હાસ્યાસ્પદ વિચારો ધરાવનારનું માનસ ધર્મ અંગે કેટલું સંકુચિત છે તે જાણી શકાય છે. સાચી વાત એ છે કે ધર્મ એ એક ખુદાદત્ત જીવનબંધારણ છે, જે સમસ્ત જીવન પર આચ્છાદિત એક સક્રિય એકમ છે. આ એકમ પોતાની ભીતર એક સમતોલ સામાજિક વ્યવસ્થા, ન્યાયપૂર્ણ અર્થ–વ્યવસ્થા, દીવાની, ફોજદારી અને આંતરરાષ્ટ્રીય કાનૂન વ્યવસ્થા, પ્રવાહી જીવનદર્શન તથા ગતિશીલ વૈજ્ઞાનિક દ્રષ્ટિકોણ ધરાવે છે. ભૌતિક વલણો તો ધર્મનો જ એક અંશ છે, એ ધર્મથી કોઈ અલગ વિચાર નથી. માનવજીવનના મહા પ્રશ્નોનો સમાધાનપૂર્ણ જવાબ વ્યક્તિને ધર્મ દ્વારા મળી શકે છે, ભૌતિકવાદીઓની અટકળોથી નહીં.

યુરોપીયન મનોવૈજ્ઞાનિક ફ્રોઈડે ધર્મના નવસર્જનની પ્રક્રિયાની ટીકા કરતાં લખ્યું છે, ''માનવજીવન ત્રણ સ્પષ્ટ મનોવૈજ્ઞાનિક તબક્કાઓમાંથી પસાર થાય છે : ૧. અસભ્યતા કાળ, ૨. ધર્મ કાળ અને ૩. વૈજ્ઞાનિક કાળ. હવે જમાનો વિજ્ઞાનનો છે તેથી ધર્મની વાતોનો કોઈ અર્થ રહ્યો નથી.'' ફ્રોઈડે ધર્મ અને વિજ્ઞાન વચ્ચે અહીં જે સ્પષ્ટ ભેદરેખા દોરી છે એ બતાવી જાય છે કે ધર્મ અંગેનો ફ્રોઈડનો દ્રષ્ટિકોણ કેટલો બધો ભૂલભરેલો અને સંકુચિત હતો !

ધર્મને કેટલીક માન્યતાઓનો સમૂહમાત્ર સમજી લેવાથી ધર્મ અને વિજ્ઞાન વચ્ચે વિશાળ અંતર સર્જાયેલું જોવા મળે છે. યુરોપમાં ધર્મ અને વિજ્ઞાન વચ્ચે અથડામણનાં બી વવાયાં. ચર્ચના પાદરીઓએ વૈજ્ઞાનિક સિદ્ધાંતો સ્થાપનારા બુદ્ધિજીવીઓ સાથે નિમ્ન કક્ષાનો વર્તાવ કર્યો. એ સ્વાર્થી ચર્ચવાળાઓને કેટલીક વિકૃતિ ઈસાઈ માન્યતાઓને યુરોપમાં વૈજ્ઞાનિકોએ ખોટી ઠેરવી તે મંજૂર ન હતું. આથી પાદરીઓએ વૈજ્ઞાનિકોની અનેક પ્રકારે સતામણી કરી અને નાની સરખી વાતો પર એમને મોતને ઘાટ ઉતારી દીધાં. ચર્ચના આ ભયાનક અત્યાચારોએ યુરોપના વિદ્વાન સમાજને બેચેન કરી નાંખ્યો. આ વિદ્વાનોના માનસમાં એ વિચાર વારંવાર ટકરાતો કે આ કેવો ધર્મ છે, જે વૈજ્ઞાનિક શોધખોળોને આવકારવા લગીરે તૈયાર નથી, બલકે એનો કટ્ટર વિરોધ કરે છે ? આમ, પાદરીઓ અને ચર્ચવાળાઓના પાપે એવો વિચાર દ્રઢ રીતે સ્થાપિત થયો કે ધર્મ અને વિજ્ઞાન વચ્ચે કોઈ મેળ શક્ય નથી.

ધર્મ અંગેની વૈજ્ઞાનિક કલ્પના અત્યંત વિશાળ છે. વૈજ્ઞાનિક મંતવ્ય મુજબ, દરેક યુગમાં માનવીની પ્રકૃતિ અને પ્રાથમિક જરૂરિયાતો એક–સમાન રહી છે, આ સિદ્ધાંત આપણને સ્વયં એ હકીકત દર્શાવી જાય છે કે બધા જમાનાઓમાં માણસની સમસ્યાઓના સમાધાન માટે અલ્લાહ તરફથી એક જ ધર્મ આવ્યો છે. ધર્મ અનેક હોઈ શકે નહીં.

આપણી પ્રકૃતિ પોતે જ આપણને સંદેશ આપે છે કે જો ખુદા એક હોય તો ખુદાનો ધર્મ પણ એક જ હોય.

ખુદાદત્ત ધર્મ કયો ? સ્વાભાવિક રીતે ખુદાદત્ત ધર્મ તે જ હોઈ શકે, જે પ્રચલિત અર્થમાં ''ધર્મ'' ન હોય, બલકે એક જીવનબંધારણ હોય. વ્યક્તિને દરેક જમાનામાં સર્વગ્રાહી માર્ગદર્શન પૂરું પાડે અને યુગના પડકારોને સરળતાપૂર્વક હલ કરી શકે તે જ ખુદાદત્ત ધર્મ હોઈ શકે. આપણે પૂર્વગ્રહોથી મુક્ત થઈને વિચારીએ તો આ પ્રશ્નનો ઉત્તર મેળવી શકીએ તેમ છીએ. માત્ર નિષ્ઠાપૂર્વકનો અભ્યાસ જરૂરી છે.



 

  

# ૩. તવહીદ (એકેશ્વરવાદ) : સનાતન તત્ત્વ

અગર કોઈ એમ કહે કે ફલાણી શાળામાં સંખ્યાબંધ આચાર્ય છે અને તેનો વહીવટ બરાબર ચાલે છે યા એમ કહે કે ફલાણા દેશના સંખ્યાબંધ વડાપ્રધાનો અને રાષ્ટ્રપતિઓ છે અને તેઓ સ્વતંત્રપણે નિર્ણયો પણ લઈ શકે છે યા કોઈ એવું કહે કે ફલાણી ગાડીને એક સાથે અનેક ડ્રાઈવરો હાંકે છે તો શું આ પ્રકારની વાતો આપણી બુદ્ધિ માન્ય રાખશે ખરી ? હરગિઝ નહી. બુદ્ધિ તો કહે છે કે જો આવું હોય તો સંચાલન, આયોજન, વ્યવસ્થા અને નિયમન જેવાં પાયારૂપ સિદ્ધાંતોનું પાલન જ શક્ય ન બને અને ભારે અરાજકતા ફેલાઈ જાય. જો એક નાનકડી શાળાનું સંચાલન અનેક આચાર્યોના આચાર્યપદને સાંખી શકતું ન હોય તો આ વિરાટ સૃષ્ટિનું સંચાલન, આયોજન, નિયમન, પાલનપોષણ શું અનેક ખુદાઓ દ્વારા શક્ય બની શકે ખરું ? આપણી સમજ કહે છે કે વાસ્તવમાં ખુદા તો એક જ હોવો જોઈએ, અનેક ખુદાઓનું અસ્તિત્વ એ તો બિલકુલ ગૂંચવાડાભરી વાત છે. અહીં કુર્આન આપણું માર્ગદર્શન કરતાં કહે છે કે તમારી પ્રકૃતિ જેવું ઈચ્છે છે તેવું જ છે. આ મહાન સૃષ્ટિમાં સૌનો ખુદા એક જ છે. તે જ સૌનો સર્જનહાર, સ્વામી અને પાલનહાર છે. તેના સિવાય કોઈ જ પૂજનીય નથી, કોઈ જ સર્વ શક્તિમાન નથી, કોઈ જ અંતર્યામી નથી,

કોઈ જ સ્વાવલંબી નથી અને કોઈ જ શાસક નથી. જમીન અને આકાશોમાં તે જ સર્વેસર્વા અને એકહથ્થું અધિકારોનો માલિક છે. તે કોઈનો મોહતાજ યા લાચાર નથી કે સૃષ્ટિના સંચાલન માટે તેને કોઈની મદદની જરૂર પડે. તે અનાદિથી અનંત છે અને એકમાત્ર તે જ અવિનાશી છે. તેના સિવાય કોઈ અનાદિથી નથી, અમર નથી, નિરપેક્ષ નથી. આ મહાન ખુદા તમામ પ્રકારના દોષોથી પવિત્ર છે. તેને કોઈ જરૂરિયાત નથી. તેને ન પત્ની છે અને ન સંતાન છે. ન તે પોતે કોઈનું સંતાન છે. ખુદાની પ્રસન્નતા મેળવવા માટે કોઈ પણ પ્રકારના માધ્યમની, કોઈની લાગવગની કે ભલામણની લેશમાત્ર જરૂર નથી. તે કોઈ માનવશરીરમાં અવતાર ધારણ કરતો નથી, ન પોતે કોઈ શરીર ધારણ કરે છે. તે ભૌતિક ચેતનાઓથી પર અને આપણી સીમિત બુદ્ધિ માટે અકળ છે. તે કેવો છે ? તેનો વાસ કે ઠેકાણું ક્યાં છે ? તેનું સ્વરૂપ કેવું છે ?—આવા સવાલો ઊઠાવવા અને તેના ઉકેલો શોધવા બંને નિરર્થક છે. આપણામાંના દરેકની જવાબદારી છે કે આપણે તેના બંદા અને ગુલામ બનીને જીવીએ. તેની ઈચ્છા અને હુકમ વિરુદ્ધ કોઈની પણ ઈચ્છા કે હુકમને ન માનીએ. કોઈની સમક્ષ શિર ન ઝુકાવીએ. આ છે શુદ્ધ તવહીદ—એકેશ્વરવાદની સ્પષ્ટ અને સીધી હકીકત.

એકેશ્વરવાદ એ કોઈ 'વાદ' નથી, પણ એક સનાતન પ્રાકૃતિક વિચાર છે. તમામ આકાશી ગ્રંથોમાં આપણને આ જ કેન્દ્રવર્તી સિદ્ધાંતનું શિક્ષણ જોવા મળે છે. તેની એક ઝલક જોઈએ :—

હિન્દુઓની માન્યતા છે કે વેદ એ આકાશી ગ્રંથો છે. વેદોમાં અનેક સ્થળે એકેશ્વરવાદ (તવહીદ)નો ભારપૂર્વક ઉલ્લેખ થયેલો જોવા મળે છે.

જેમ કે, ઋગવેદમાં છે :–

(એક જ સત્યસ્વરૂપ ખુદાને જ્ઞાની લોકો અનેક નામો દ્વારા યાદ કરે છે. તેને ઈન્દ્ર (શાસક), મિત્ર (કલ્યાણકારી), વરૂણ (સર્વશ્રેષ્ઠ), અગ્નિ (અગ્રણી), દિવ્ય (પ્રકાશમાન), સુપર્ણ (શ્રેષ્ઠ કર્મકર્તા), ગુરૂત્માન (મહાન), યમ (સર્વનિયંતા) અને માતારિશ્વા (અંતર્યામી) કહીને સૌ પુકારે છે.) *(ઋગ્વેદ : ૧/૧૧૪/૪૬)*

યજૂર્વેદમાં છે :–

(તે શુદ્ધ, મુક્ત સ્વભાવ ખુદા જ અગ્નિ, આદિત્ય, વાયુ, ચન્દ્રમા, શુક્ર, બ્રહ્મ, સર્વવ્યાપક, પ્રજાપતિ વિગેરે નામોને ધારણ કરવાવાળો છે.) *(યજૂર્વેદ : ૩૨/૧)*

યજૂર્વેદમાં છે :–

(જેઓ દેવી–દેવતાઓની ઉપાસના કરે છે તેઓ જાણે અંધકારમાં પ્રવેશી જાય છે. *(યજૂર્વેદ ૪૦/૯)*

ઋગ્વેદમાં છે :–

(સેંકડો દેવતાઓનો બહિષ્કાર કરો.) *(ઋગ્વેદ ૧–૪–૧૨–૪)*

ઋગ્વેદમાં છે :–

(જે ખુદા સમસ્ત માનવ જગતનો એક માત્ર ઈલાહ (પૂજ્ય) છે તેનું જ આ વાણી દ્વારા સારી રીતે સ્મરણ કરો. તે જ સુખની વર્ષા કરવાવાળો સર્વશક્તિમાન, સત્યસ્વરૂપ, સર્વજ્ઞ અને બધી જ શક્તિઓનો સ્વામી છે.) *(ઋગ્વેદ ૬–૨૨–૧)*

વેદવાણીનો પ્રભાવ ઉપનિષદો અને હિન્દુ ધર્મનાં અન્ય ગ્રંથો ઉપર

પણ કંઈક ને કંઈક અંશે પડયો છે. આપણે કેટલાંક ઉદાહરણો જોઈએ :

વિનોબા ભાવેએ ''કુર્આન સાર'' નામનું પુસ્તક ભારે શ્રમપૂર્વક સંપાદિત કર્યું છે. આ પુસ્તકમાં એમણે ''શ્વેતાશ્વર ઉપનિષદ''માંના એકેશ્વર–પ્રતિપાદક કેટલાંક વચનો ટાંક્યા છે. એ સત્તર (૧૭) વચનો પૈકીના કેટલાંક આપણે જોઈએ :

'એક જ દેવ સર્વ ઉપર શાસન કરે છે.' *(શ્વે. ઉપ., ૧–૧૦)*

'એક જ દેવ છે, જે સર્વવ્યાપી છે.' *(શ્વે. ઉપ., ૨–૧૬)*

'એક જ પરમતત્ત્વ સર્વ પ્રાણીઓનો સ્વામી છે.'

*(શ્વે. ઉપ., ૧–૩)*

'એક જ દેવે સ્વર્ગ અને પૃથ્વી ઉત્પન્ન કર્યાં.'

*(શ્વે. ઉપ., ૩–૩)*

'બધી જ શક્તિ તે એકમાં જ છે.' *(શ્વે. ઉપ., ૪–૧)*

'જે અગ્નિનો દેવ તે જ પાણીનો દેવ.' *(શ્વે. ઉપ., ૨–૧૭)*

શ્રીમદ્ ભગવદ્ગીતામાં પણ એકેશ્વરભાવના પ્રતિ પ્રબળ ઉલ્લેખો જોઈ શકાય છે.

'તું મારામાં મનવાળો, મને પૂજનારો, મારો ભક્ત થા અને મને નમસ્કાર કર, એમ મારામાં અંતઃકરણને જોડી મારા પારાયણ થયેલો તું મને જ પામીશ.'

*(અધ્યાય ૯મો, રાજવિદ્યારાજગૃહ્યયોગ, શ્લોક નં. ૩૪)*

'અતિશય દુરાચારી પણ બીજાને નહી ભજતાં જો મને ભજે તો તેને ઉત્તમ જ માનવો, કારણ કે તે ઉત્તમ નિશ્ચયવાળો થયો છે.'

*(અધ્યાય ૯મો, રાજવિદ્યારાજગૃહ્યયોગ, શ્લોક નં. ૩૦)*

'હે ભારત ! તું સર્વ ભાવથી તે પરમેશ્વરને જ શરણે જા, તેની કૃપાથી તું પરમ શાંતિ અને સનાતન સ્થાન–મોક્ષપદ પામીશ.'

*(અધ્યાય ૧૮મો, મોક્ષ સંન્યાસ યોગ, શ્લોક નં. ૬૨)*

'દેવોનું વ્રત કરનારા દેવોને પામે, પિતૃઓનું વ્રત કરનારા પિતૃઓને પામે છે, ભૂતોને પૂજનારા ભૂતોને પામે છે અને મને પૂજનારા મને પામે છે.' *(અધ્યાય ૯મો, રાજવિદ્યારાજગૃહ્યયોગ, શ્લોક નં. ૨૫)*

'તે તે કામનાઓ વડે હરાયેલા જ્ઞાનવાળા અને પોતાની પ્રકૃતિ વડે બંધાયેલા (મનુષ્યો) તે તે નિયમનો આશ્રય કરી બીજા દેવતાઓને શરણે જાય છે. જે જે મનુષ્ય જે જે સ્વરૂપની પૂજા (ભકિત) શ્રદ્ધાપૂર્વક કરવા ઈચ્છે છે તેની તે સ્વરૂપ વિશેની શ્રદ્ધાને હું દ્રઢ કરું છું . તે શ્રદ્ધાથી યુક્ત થઈ, તે તેનું આરાધન કરે છે અને તે (દેવતા) દ્વારા મેં જ નિર્માણ કરેલા ઈચ્છિત ભોગો પામે છે, **પરંતુ તે અલ્પ બુદ્ધિવાળાઓનું તે ફળ નાશવંત હોય છે, દેવોને પૂજનારા દેવોને પામે છે, પણ મારા ભક્તો મને પામે છે.'**

*(અધ્યાય ૭મો, જ્ઞાનવિજ્ઞાનયોગ, શ્લોક ૨૦–૨૧–૨૨–૨૩)*

'સર્વ ધર્મો છોડી તું મને એકને શરણે આવ, હું તને સર્વ પાપોથી છોડાવીશ, તું શોક ન કર.'

*(અધ્યાય ૧૮મો, મોક્ષ સંન્યાસ યોગ, શ્લોક નં. ૬૬)*

–આ છે હિન્દુ ધર્મ ગ્રંથોમાં સ્પષ્ટપણે જોવા મળતી એકેશ્વર–ભાવનાના કેટલાંક ઉદાહરણો.

સુવિખ્યાત ભારતીય તત્ત્વચિંતક ડૉ. રાધાકૃષ્ણન લખે છે :

''ગૌતમ બુદ્ધના સમયમાં જે ધર્મ દેશ પર છવાયેલો હતો તેની પ્રત્યક્ષ રૂપરેખા આ હતી કે લેણદેણનો એક સોદો હતો, જે ઈશ્વર અને માનવી વચ્ચે સ્થપાઈ ગયો હતો. એક તરફ ઉપનિષદનો બ્રહ્મ હતો, જે ઈશ્વરત્વની એક ઉચિત અને ઉચ્ચતમ કલ્પના રજૂ કરતો હતો તો બીજી તરફ અગણિત ખુદાઓનો સમૂહ હતો, જેની કોઈ સીમા પણ નિશ્ચિત ન હતી. આકાશના નક્ષત્રો, જડ પદાર્થો, વૃક્ષો, પશુઓ, પર્વતની ચટ્ટાનો, નદીઓ–સાર એ કે સૃષ્ટિનું કોઈ તત્ત્વ એવું ન હતું, જે ઈશ્વરની શક્તિમાં ભાગીદાર ન ઠેરવી લેવાયું હોય, જાણે એક સ્વચ્છંદ અને નિરંકુશ ભાવનાને એવું આજ્ઞાપત્ર મળી ગયું હતું કે સૃષ્ટિના જે કોઈ તત્ત્વને ઈશ્વરીય સિંહાસન ઉપર બેસાડવું હોય, બેસાડતા રહેવામાં આવે. પછી જ્યારે અનેક ખુદાઓની આ ભીડ પણ ઈશ્વરીય દર્શનની અભિરુચિ માટે અનુકૂળ ન રહી ત્યારે ચિત્ર–વિચિત્ર પ્રકારનાં અસૂર અને કાલ્પનિક આકૃતિઓએ એમના માનસ પર કબજો જમાવ્યો. આ વાતમાં કોઈ શંકા નથી કે ઉપનિષદે ચિંતન અને વિચારના જગતમાં આ વસ્તુઓની ખુદાઈને છિન્નભિન્ન કરી નાંખી હતી, પરંતુ વ્યવહારક્ષેત્રમાં આ તત્ત્વો પોતાની ખુદાઈના સિંહાસન ઉપર જમેલાં રહ્યાં.''

*(Indian Philosophy, Part-1, Page-453)*

ડૉ. જયેન્દ્રકુમાર આણંદજી યાજ્ઞિક લખે છે : ''હિંદુ ધર્મશાસ્ત્રો વારંવાર એ જ વાત કરે છે કે પરમાત્મા એક જ છે અને જુદા જુદા માણસો પોતપોતાની રુચિ પ્રમાણે તેનાં વિવિધ નામો આપે છે અને તેનાં વિવિધ રૂપો કલ્પે છે.''

*(''જગતના વિદ્યમાન ધર્મો'', પેજ–૨૭૩, પ્રથમ આવૃત્તિ)*

તમામ આકાશી (ઈશ્વરીય) ગ્રંથોમાં આ જ શિક્ષણ જોવા મળે છે. પ્રસિદ્ધ આકાશી ગ્રંથો ઝબૂર (ગીતશાસ્ત્ર), તવરાત (જૂનો કરાર) અને ઈન્જીલ (નવો કરાર) આજે જો કે એમના મૂળ સ્વરૂપમાં સુરક્ષિત ન રહેતાં વિકૃત્તિઓનો શિકાર બની ગયાં છે તેમ છતાં તવહીદ અને એકેશ્વરભાવનાને સ્પર્શતાં ઉલ્લેખો આ ગ્રંથોમાં ઠેરઠેર જોઈ શકાય છે. કેટલાંક ઉદાહરણો :–

'જેઓ યહોવાહ (ઈશ્વર) સિવાય બીજા દેવને માને છે તેઓનો ખેદ વધી પડશે.' *(પવિત્રશાસ્ત્ર : ગીતશાસ્ત્ર, ૧૬–૪)*

'તું એકલો જ દેવ છે.' *(પવિત્રશાસ્ત્ર : ગીતશાસ્ત્ર, ૮૬–૧૦)*

'મારા સિવાય તારે કોઈ અન્ય દેવો ન હોય. તું તારે સારું કોઈ કોરેલી મૂર્તિ ન કર. ઉપર આકાશમાંની કે નીચે ભૂમિમાંની કે ભૂમિના તળેનાં પાણીમાંની કોઈ પણ ચીજની (પ્રતિમા) ન કર, તું તેઓની આગળ ન નમ ને તેઓની સેવા ન કર.'

*(પવિત્રશાસ્ત્ર : જૂનો કરાર–નિર્ગમન : ૨૦–૪, ૫)*

'હે ઇસ્રાઈલ, સાંભળ : યહોવાહ આપણો દેવ તે એકલો જ યહોવાહ છે.' *(પવિત્રશાસ્ત્ર : જૂનો કરાર–પુનર્નિયમ : ૬–૪)*

–રહી કુર્આનની વાત, તો તેમાં તો ઠેર–ઠેર તવહીદનું જ શિક્ષણ એકદમ સ્પષ્ટ અંદાઝમાં અપાયું છે. જે માત્ર કુર્આનની જ વિશેષતા છે. એકેશ્વરભાવનામાં કુર્આન કયાં ય રજમાત્ર પણ બાંધછોડ, કચાશ કે સહિષ્ણુતા દાખવવા તૈયાર નથી. એ બાબતથી તો બિનમુસ્લિમો પણ પરિચિત છે.

ઐતિહાસિક, મનોવૈજ્ઞાનિક બાબતોને આધારે અભ્યાસ કરતાં

જણાય છે કે બહુઈશ્વરવાદ અને દેવતાવાદ મનુષ્યમનની નીપજ છે, જે માનવ જાતિની સ્વાર્થી વૃત્તિઓ અને મનોવૈજ્ઞાનિક નબળાઈઓનું પ્રતિક હોવાનું જણાઈ આવે છે.



# ૪. ઈસ્લામ અને જીવનનો દ્રષ્ટિકોણ

'હું કોણ છું ? ક્યાંથી આવ્યો છું ? અને આ જગતમાં હું કોના માટે છું ?'–આ પ્રશ્નોને જગતના તત્ત્વચિંતકો અને વિચારકોએ માનવજીવનના મહા પ્રશ્નો તરીકે ઓળખાવ્યાં છે અને એના સંદર્ભમાં જીવનનું સત્ય શોધવા વિપુલ અભિપ્રાયો પણ રજૂ કર્યા છે, પણ આપણે નિહાળીએ છીએ તેમ, દાર્શનિકોનું આ તત્ત્વજ્ઞાન માનવજીવનને નિર્ધારિત લક્ષ્ય (Target) આપી શક્યું નથી. કેમ કે, માત્ર અનુમાનો સદા શંકાસ્પદ હોય છે અને શંકાઓ સાથે માનવી કોઈ બાબત પર અડગ રહી શકતો જ નથી. જીવન અંગેના આ મહાપ્રશ્નો કાંઈ તરંગ કે તુક્કો નથી, બલકે માનવીની પ્રકૃતિ સ્વયં તેના ઉકેલ માટે બેચેન છે. કેટલાક મિથ્યાભિમાની લોકો વ્યંગપૂર્વક કહેતા હોય છે કે માનવી સામાજિક અને બુદ્ધિમાન પ્રાણી છે એટલે તેના મનને આવા નિરર્થક પ્રશ્નો ઉઠાવવાની ચળ ઊપડી છે. આવો હાસ્યાસ્પદ વિચાર ધરાવતા 'બુદ્ધિજીવીઓ'એ સમજવું જોઈએ કે માનવીનું બુદ્ધિમાન હોવું એ જ એના જવાબદાર હોવાની જબરદસ્ત દલીલ છે. વળી, માનવીનું બુદ્ધિવાન હોવું એ કોઈ અકસ્માત નથી. જિંદગી અંગેના આ મહાપ્રશ્નો એટલા મહત્ત્વપૂર્ણ છે કે વ્યક્તિને એક ચોક્કસ દિશા તરફ વાળવા અથવા મૂંઝવણોની અંધારી ખીણમાં ફંગોળી દેવા સાથે એનો ગાઢ સંબંધ છે. પ્રસિદ્ધ ફિલોસોફર ડેવીડ હુમ (Devid Hume) પોતાના પુસ્તક "Treatise on Human nature"માં લખે છે, ''હું ક્યાં છું અને કોણ છું ? કયા સ્ત્રોતથી મારું જીવન પ્રવાહિત થાય છે ? અને

તે કયાં જશે ? કોની સહાનુભૂતિની મને લાલસા છે અને કોના પ્રકોપથી હું ભયભીત છું ? મારી ચારે તરફ શું છે આ બધું ? કોના ઉપર હું પ્રભાવ રાખું છું યા કોણ મારા ઉપર પ્રભાવ ધરાવે છે ? મારા સમગ્ર અસ્તિત્વમાં આ મહા પ્રશ્નો વછૂટી રહ્યાં છે અને હું અત્યંત નિરાશાભરી હાલતમાં વિચારોમાં પડી જાઉં છું. મારી ચારે તરફ અંધકાર જ અંધકાર છવાઈ જાય છે અને મારી માનસિક શક્તિ અને શરીર થાકી જાય છે....''–ઈસ્લામ આ પાયાના પ્રશ્નોનો સ્થાયી અને સ્પષ્ટ ઉત્તર આપવા માટે જ રજૂ થયો છે. ઈસ્લામને માનવકુળમાં એટલા માટે જ ઉતારવામાં આવ્યો છે કે તે માનવીને તેના જીવનનો ધ્યેય અને હકીકતથી વાકેફ કરે અને તેના માનસને ભયાનક મૂંઝવણો અને વિનાશક મનોમંથનથી બચાવી લે તથા વ્યક્તિના મનને શાંતિ અને સંતોષની મહાન દોલત બક્ષે. ઈસ્લામ કહે છે કે આ પ્રશ્નો, જેને તમે સૌ જીવનના મહાપ્રશ્નો સમજીને બેચેની અને નિરાશાઓમાં સપડાયા છો, એ વાસ્તવમાં એકદમ સીધા અને સાદા પ્રશ્નો છે, પરંતુ તમે અટકળો, અનુમાનો અને ધારણાઓના ચક્કરમાં અટવાઈને હાથે કરી તેને મહા પ્રશ્નો બનાવી દીધા છે. ઈસ્લામ માનવીની પ્રકૃતિને ટપારતાં કહે છે કે તમારો અને સમગ્ર સૃષ્ટિનો સર્જનહાર એક ખુદા છે, જે સૌનો સ્વામી, અનંત શક્તિઓનો માલિક અને સ્વાવલંબી છે. અનાદિથી અનંત છે અને આપણી જ્ઞાનેન્દ્રિયની સમજથી પર છે. તે ખુદાએ મનુષ્યને આ જગતમાં એક મુદ્દત સુધી કસોટી માટે જીવન આપ્યું છે. માનવીને અલ્લાહે પોતાની કૃપાથી અસંખ્ય સાધનો એનું ભૌતિક અસ્તિત્વ ટકાવી રાખવા માટે આપ્યાં છે. સમગ્ર સૃષ્ટિ માનવીની સેવા કાજે અલ્લાહે બનાવી છે. અલબત્ત, પ્રત્યેક ભેટ સાથે જવાબદારી જોડાયેલી છે. માનવી પોતાના જીવનની પ્રત્યેક હિલચાલ માટે સીધો પોતાના સર્જનહારને જવાબદાર છે, જીવનની પ્રત્યેક પળે ખુદાની આજ્ઞાનું પાલન કરવું, ખુદાથી દૂરી સર્જે તેવાં તમામ આચારવિચાર ત્યજવાં એ પ્રત્યેક માનવીની અનિવાર્ય ફરજ છે.

કુર્આનની સૂર : 'ઝારિયાત'માં અલ્લાહ તઆલા ફરમાવે છે, ''અમે મનુષ્ય અને જિનને એટલા માટે જ પેદા કર્યા છે કે તેઓ મારી તાબેદારી સાથે જીવે.'' ('જિન' કે જિન્નાત ખુદાની એક મખ્લૂક (સર્જન) છે. માનવી જેવો જ તેમનો અદ્રશ્ય સંસાર છે.) ઈસ્લામ અનુસાર, એક દિવસે અલ્લાહ સમગ્ર સૃષ્ટિનો નાશ કરી દેશે. ત્યાર બાદ દરેકને પોતાની શક્તિથી પુનઃ સજીવન કરશે અને પોતાની સમક્ષ તમામને હાજર કરશે. ખુદા દરેકના 'આચારવિચાર'નો હિસાબ લેશે. આ હિસાબમાં જે લોકો પાસ થશે અથવા ક્ષમાને પાત્ર ઠરશે તેઓ સદાને માટે આનંદના ઘર જન્નતમાં જશે અને જેઓ નિષ્ફળ જશે ,તેઓ મહા વિનાશક સ્થળ–દોઝખમાં સદાને માટે ધકેલી દેવામાં આવશે.

ઈસ્લામ અનુસાર જીવનને એક એવી મુસાફરી સાથે સરખાવી શકાય કે જે એક ખાસ બિંદુએથી શરૂ થઈને એક ચોક્કસ મંઝિલ પર સમાપ્ત થાય છે. જિંદગી પરલોકના અનંત જીવન માટે પુલ સમાન છે. આ પ્રવાસમાં માનવી એક વટેમાર્ગુ છે અને તેથી એણે આ પ્રવાસના ગાળામાં માત્ર તેનું જ ધ્યાન રાખવું જોઈએ, જેમાં એના ભવિષ્યનું કલ્યાણ હોય. કુર્આન આ જગતને અને વર્તમાન જીવનને 'ધોકાનો સામ઼ાન', 'ખેલકૂદ', 'નાશવંત ઘર' વગેરે ઉપમાઓ આપે છે અને મરણ પછીના જીવનને વાસ્તવિક જીવન તરીકે ઓળખાવીને એના માટે વિના વિલંબે તૈયારીઓ કરી લેવા સમગ્ર માનવજાતને આહ્વાન આપે છે. જો કે,નર્યા સંસારત્યાગી અને નર્યા આધ્યાત્મિક દ્રષ્ટિબિંદુને પણ ઈસ્લામ આવકારતો નથી. ઈસ્લામના વલણનો સાર કુર્આન (સૂર : બકરહ)ના શબ્દોમાં આ છે, ''આ વિશ્વમાં અને પરલોકમાં કલ્યાણ.'' આ સર્વગ્રાહી પંથ માનવીના ભૌતિક અને આધ્યાત્મિક જીવનને આવરી લે છે, જ્યાં કુર્આન અને હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું જીવન વ્યક્તિ માટે એકમાત્ર માપદંડ છે.



# ૫. ઈસ્લામની હકીકતનો ટૂંકસાર

સાધારણ રીતે લોકોમાં એવી ગેરસમજ ફેલાયેલી છે કે જેવી રીતે બીજા ધર્મો છે તેવી જ રીતે ઈસ્લામ પણ એક ધર્મ છે. આ ગંભીર ગેરસમજનું મૂળ કારણ ઈસ્લામની હકીકત અંગેનું અજ્ઞાન છે. અગર કોઈ નિષ્ઠાપૂર્વક ઈસ્લામના નામકરણ અંગે વિચારી જુએ તો ઈસ્લામની હકીકત આપોઆપ રોશન થઈ જાય. સંસારના અન્ય પ્રવર્તમાન ધર્મોની જેમ ઈસ્લામનું નામ કોઈ વ્યક્તિવિશેષ તરફ નિર્દેશાયેલું નથી. શબ્દ 'ઈસ્લામ' મૂળ અરબી ધાતુ 'સલમ' પરથી નીકળેલો છે, જેનો અર્થ છે આજ્ઞાપાલન, આધિનતા કે તાબેદારી. આજ્ઞાનું પાલન કરનારને 'મુસ્લિમ' કહેવામાં આવે છે. આ ધર્મનું નામ 'ઈસ્લામ' એટલા માટે જ છે કે તે માનવજાત પાસેથી ખુદાના આજ્ઞાપાલનની આશા રાખે છે. પ્રત્યેક યુગ અને પ્રત્યેક સમાજમાં જે લોકો સાચા અર્થમાં ખુદાની આજ્ઞાનું પાલન કરતા હતા તે સર્વ મુસ્લિમ હતા અને તેમનો ધર્મ ઈસ્લામ (અલ્લાહની શરણતા) હતો.

આપણે જોઈએ છીએ કે સંસારનું પ્રત્યેક તત્ત્વ જેમ કે ચંદ્ર, સૂર્ય, તારલા, હવા, પ્રકાશ, સમુદ્ર, ધરતી, વનસ્પતિ, પશુઓ, પક્ષીઓ અને સકળ સૃષ્ટિ એક ચોક્કસ નિયમને આધિન છે. અસંખ્ય વર્ષોથી સૃષ્ટિનું આ વિરાટ કારખાનું અત્યંત વ્યવસ્થિતપણે ચાલતું આવ્યું છે, જે ખુદાના શક્તિશાળી કાયદાનું આપણને ભાન કરાવે છે. સૃષ્ટિનું દરેક તત્ત્વ અલ્લાહના હુકમને આધિન અર્થાત્ ઈસ્લામ ઉપર અડગ

હોવાથી તે સર્વ મુસ્લિમ છે. 'ઈસ્લામ' અને 'મુસ્લિમ' શબ્દો આ રીતે, કોઈ સંકુચિત માળખામાં ન જકડાતાં, વિશાળ અર્થ આપે છે અને પોતાની પ્રાકૃતિક હૈસિયતને સ્વયં અભિવ્યક્ત કરે છે. આ સ્વાભાવિક વિશેષતાને કારણે ધર્મ અંગેના પ્રવર્તમાન ખ્યાલોને ઓળંગી જઈને એક પ્રાકૃતિક વ્યવસ્થા સ્વરૂપે ઈસ્લામ આપણી સામે આવે છે. ઈસ્લામ અને પ્રકૃતિ વચ્ચે અતૂટ સંબંધ છે. આ બંનેને અલગ અલગ દ્રષ્ટિકોણથી સમજી શકાય નહી. કુર્આનની ભાષામાં 'દીન' (ઈસ્લામ) અને ફિતરત (પ્રકૃતિ) પરસ્પર અતૂટ સંબંધ ધરાવતાં બે શબ્દો છે. કુર્આનની સૂરએ રૂમમાં ખુદા ફરમાવે છે, ''બસ, તું પોતાની જાતને દીન ઉપર અડગ રાખ. તે જ અલ્લાહની પ્રકૃતિ છે, જેના ઉપર તેણે માનવીને પેદા કર્યો છે. ખુદાના સર્જનમાં ફેરફાર થઈ શકતો નથી. આ જ સ્પષ્ટ ધર્મ છે......'' *(રૂમ : 30)* ઈસ્લામના પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું કથન છે, 'પ્રત્યેક બાળક પોતાની પ્રકૃતિ ઉપર જન્મે છે. પછી તેના માં–બાપ તેને યહૂદી, અગ્નિપૂજક કે ઈસાઈ (અર્થાત્ પ્રકૃતિભ્રષ્ટ) બનાવી દે છે.'

ઈસ્લામનો કોઈ વંશ, રાષ્ટ્ર યા ખાનદાન સાથે ખાસ પ્રકારનો સંબંધ નથી અને ન તો કોઈ ચોક્કસ યુગ કે સમાજ સાથે એને વિશેષ સંબંધ છે, ઈસ્લામ તો સમગ્ર માનવજાત માટે 'જાહેર આમંત્રણ' છે, જે વ્યક્તિને પોતાની પ્રકૃતિ સાથે ન્યાયપૂર્વક વર્તવાનું આહ્વાન આપે છે. સામાન્ય રીતે લોકોમાં એવી ગેરસમજ વ્યાપક રીતે ફેલાઈ ગઈ છે કે ઈસ્લામના સ્થાપક હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ છે. અહીં સુધી કેટલાક લોકો તો એમને 'ઈસ્લામની શરૂઆત કરનાર' તરીકે પણ ઓળખાવે છે. પાશ્ચાત્ય વિદ્વાનોએ ઈસ્લામને 'મોહમેડનીઝમ'ની ઉપમા આપી છે. આ ખોટો શબ્દપ્રયોગ એવો ભ્રમ પેદા કરે છે કે આ ધર્મ પણ અન્ય 'ઈઝમો' કે 'વાદો'ની જેમ જ્યુડાઈઝમ, સામ્યવાદ

વગેરે જેવાં જ કોઈ 'ઈઝમ' (વાદ)થી વિશેષ કંઈ જ નથી. ડૉ. હમૂદા અબ્દુલ આતી લખે છે, ''પોતાના વિશ્વવ્યાપી દ્રષ્ટિકોણ અને સર્વ–દેશીય નિયમનની બિના પર મુસ્લિમો એ વાતને દુઃખદાયી રીતે ભ્રામક માને છે કે એમને 'મોહમેડન' અને ઈસ્લામને 'મોહમેડનીઝમ' કહેવામાં આવે. મુસ્લિમો પોતાને કોઈ પ્રકારની મોનોપોલી ધરાવતો વંશવાદી કે કુળવાદી માનવસમૂહ નથી માનતા.''

*(''ઈસ્લામ–હકીકતો, સંક્ષિપ્તમાં'', પેજ–૧૯)*

—વાસ્તવમાં, હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તો ઈસ્લામના હજારો પયગમ્બરો (સંદેશવાહકો) પૈકીના અંતિમ પયગમ્બર છે. આજનો મુસ્લિમ સમાજ મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું અનુસરણ કોઈ પૂર્વગ્રહ કે પક્ષપાતને કારણે નહીં, પણ ખુદાના અંતિમ સંદેશવાહક હોવાને કારણે જ કરે છે. માનવીના માર્ગદર્શન માટે ઈસ્લામનો સૌ પ્રથમ સંદેશ હઝરત આદમ (અલૈ.) દ્વારા માનવકુળમાં ફેલાયો. હઝરત આદમ (અલૈ.) સઘળાં મનુષ્યોના પિતા પણ છે અને ઈસ્લામના સર્વપ્રથમ પયગમ્બર પણ. ધરતીના પટ ઉપર એમણે સૌ પ્રથમ પોતાના સંતાનોને એક અલ્લાહની ઈબાદત અને ગુલામીનું શિક્ષણ આપ્યું. વિવિધ યુગમાં, વિવિધ પ્રદેશોમાં ખુદા તરફથી અનેક સંદેશવાહકો આવ્યા અને સૌએ માનવજાતને ખુદાની ગુલામીનું અર્થાત્ ઈસ્લામનું જ શિક્ષણ આપ્યું.

પ્રકૃતિના સિદ્ધાંતો અટલ હોય છે, સમયની પ્રકૃતિમાં ફેરફારની શક્યતાઓ રહેલી છે. જે કાંઈ કાલે હતું તેમાં અને જે કાંઈ આજે છે તેમાં ઘણો તફાવત છે અને જે કાંઈ આવતી કાલે હશે તેમાં પણ ઘણો તફાવત હશે; પરંતુ ઈસ્લામ સ્વયં પ્રકૃતિનું ઝરણું છે, ગઈકાલે પણ તે આ જ સ્થિતિમાં હતો, આજે પણ છે, આવતી કાલે પણ રહેશે. કાળ

કે જમાનાના પરિવર્તનો ઈસ્લામની હકીકત ઉપર કોઈ પ્રભાવ પાડી શકતાં નથી, કેમ કે, પ્રકૃતિનાં સિદ્ધાંતો સમય, સ્થળ, સમાજ વગેરેનાં પરિવર્તનોને કારણે બદલાઈ શકતાં નથી. આમ, ઈસ્લામ એ ચૌદ સો વર્ષ જૂનો ધર્મ નથી. કુર્આનની સૂરએ 'આલિ ઈમરાન'માં અલ્લાહ તઆલા ફરમાવે છે, ''નિઃસન્દેહ, (સનાતન) ધર્મ તો ખુદાની દ્રષ્ટિએ ઈસ્લામ જ છે.'' —હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દ્વારા અલ્લાહે ઈસ્લામને પરિપૂર્ણ સ્વરૂપ આપી દીધું અને કિયામત (સૃષ્ટિના વિનાશ) સુધીની માનવજાત માટે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું અનુસરણ ફરજિયાત ઠેરવી દીધું. આ અંગેની ચર્ચા આગળ આવી રહી છે.







# ૬. પયગમ્બર અને વહી–ઈશવાણી

માનવી સામાજિક અને બુદ્ધિમાન વ્યક્તિત્ત્વ હોવાથી એનું જીવન જરૂરિયાતોની વિશાળતાથી ઘેરાયેલું છે, જે મુખ્યત્વે બે પ્રકારની મહત્વપૂર્ણ આવશ્યક્તાઓ પર નિર્ભર છે : ૧. ભૌતિક (શરીર સંબંધી) આવશ્યક્તા ૨. વાસ્તવિક (રૂહ કે આત્માને લગતી) આવશ્યક્તા. ઈસ્લામ અનુસાર, માણસની ભૌતિક જરૂરિયાતોનાં દ્વાર તો એના મૃત્યુની સાથે જ બંધ થઈ જાય છે, પરંતુ મૂળભૂત એવી આત્માની જરૂરિયાત એવી છે, જેને મરણ પછીના જીવન સાથે જ વિશેષ સંબંધ છે. ભૌતિક આવશ્યક્તાઓની પૂર્તિ માટે ખુદાએ માનવીને તમામ પ્રકારના સાધનો, લાયકાતો અને આવડતો પ્રદાન કરી દીધાં છે. જીવવા માટે હવા, પાણી, પ્રકાશ, જમીન, અનાજ, વનસ્પતિ, શરીરનાં અનેક અંગો–સાર એ કે સર્વકાંઈ અલ્લાહે પ્રદાન કર્યું છે. જાણે આખી સૃષ્ટિ જ તેના પાલનપોષણ અને સેવામાં ખડી હોય તેવું લાગે છે. સાધનોની સાથે લાયકાતો અને આવડતોના ખજાનાઓ પણ મહા–કૃપાળુ અલ્લાહે માનવીને અર્પણ કર્યાં છે. કોઈ મજદૂર છે, કોઈ કિસાન છે, કોઈ ડૉક્ટર છે, કોઈ એન્જિનિયર છે, કોઈ શિક્ષક છે તો કોઈ વકીલ છે, કોઈ વિજ્ઞાની છે અને કોઈ વેપારી છે–જુદા પ્રકારની લાયકાતો ધરાવતો આ સમૂહ પરસ્પર સહકાર સાધીને ભૌતિક જરૂરિયાતોને સંતોષે છે; પરંતુ વાસ્તવમાં માનવી બુદ્ધિવાન વ્યક્તિત્ત્વ છે અને તેનું બુદ્ધિવાન હોવું એ કોઈ અકસ્માત્ નથી, બલકે બુદ્ધિના

દાતા તરફ માનવીના જવાબદાર હોવાની જબરદસ્ત દલીલ છે અને તેથી માનવીની વાસ્તવિક જરૂરિયાત એના આત્માને લગતી છે. માણસ સ્વાભાવિક રીતે જ પોતાની હકીકતની શોધમાં છે. આ વિશ્વમાં મનુષ્ય પોતે કોના માટે છે, તે કયાંથી આવ્યો છે અને તેણે કયાં જવાનું છે, જિંદગીનો હેતુ શું છે તથા મનુષ્યને આ ભૌતિક સાધનો કોણે શા માટે આપ્યાં છે તે બતાવનાર કોઈ માધ્યમ કે કોઈ વ્યક્તિત્ત્વ તો જરૂર હોવું જ જોઈએ. માનવીના અનુમાનો અને દ્રષ્ટિકોણો આ સવાલોના સર્વસંમત અને સાચા જવાબ આપી શકે તેમ નથી. નોબેલ પારિતોષિક વિજેતા ડૉ. અલેક્ષીસ કેરલ (Alexis Carrel) લખે છે, ''સમાજ–શાસ્ત્ર અને અર્થશાસ્ત્રના સિદ્ધાંતો માત્ર કાલ્પનિક અને આનુમાનિક હોવાથી સાચા પુરવાર થઈ શકે તેમ નથી.''

*(Man, the Unknown, P. 37)*

આપણી બુદ્ધિ આ વાત માની શકે એમ નથી કે મહાદયાળુ ખુદાએ આપણી નાની નાની ભૌતિક જરૂરિયાતો સંતોષવા માટે તો પ્રબંધ કર્યો હોય, પણ વાસ્તવિક અને મહત્ત્વપૂર્ણ જરૂરિયાતની પૂર્તિ માટે કોઈ જ વ્યવસ્થા ન કરી હોય. આ તો કેવી રીતે શક્ય છે ? કૃપાળુ ખુદાએ માનવીને એના જીવનની હકીકત સમજાવવા માટે એની બુદ્ધિનાં બહુરૂપી અનુમાનોની દયા પર નથી છોડયો. વિચાર કરો કે જો આવું જ હોત તો સાચો માર્ગ પકડવો માનવી માટે કેટલો મૂંઝવણભર્યો બની જાત ! અલ્લાહ પોતાના બંદાઓ ઉપર અત્યંત મહેરબાન છે. જે રીતે ભૌતિક વિદ્યાઓમાં પારંગત વ્યક્તિઓને યુગે યુગે ખુદાએ પેદા કરી છે તેવી રીતે માનવકુળમાંથી જુદા જુદા સમયે અને સ્થળોએ ખુદાએ કેટલીક એવી વ્યક્તિઓને પણ જન્માવી, જેમનામાં સ્વયં ખુદાને ઓળખવાની શક્તિ હતી. ખુદાએ વહી (દિવ્ય સંદેશ) મારફતે જીવનની

હકીકતો અંગેનું જ્ઞાન તેમને સ્વયં આપ્યું અને તેમને એ જવાબદારી સોંપી કે વહી મારફતે મળેલું આ જ્ઞાન તેઓ માનવજાતને પહોંચાડે અને માનવજીવનને મૂંઝવણોમાંથી ઉગારી લે. આ જ તે મહાન વ્યક્તિઓ છે, જેને પયગમ્બર, રસૂલ, નબી કે સંદેશવાહક કહેવામાં આવે છે. સંસારની અનેક જાતિઓમાં, અનેક પ્રદેશોમાં યુગે–યુગે માનવજાતને જીવનનું ધ્યેય સમજાવવા માટે ખુદાના પયગમ્બરોએ જીવનભર પ્રયાસો કર્યા. તેમના પ્રયાસોના પરિણામે અલ્લાહના અસ્તિત્વ અને આખિરત (પરલોક)ની જીંદગીના સિદ્ધાંતો સામાન્ય રીતે સંસારની તમામ કોમોમાં ફેલાઈ ગયાં. પયગમ્બરો સાથે માનવજાતે યુગે–યુગે વિચિત્ર પ્રકારનાં વ્યવહાર કર્યા. કોઈએ એમની વાતને માની, કોઈએ ન માની. ઘણાએ એમની સતામણી કરી, પયગમ્બરના દેહાવસાન પછી એમના અનુયાયીઓએ સ્વાર્થ ખાતર પયગમ્બરનાં મૂળ શિક્ષણમાં પણ ભેળસેળ કરી, એમની ઉપર ઊતરેલા આકાશી ગ્રંથોમાં પણ પોતાના વિચારો ભેળવી દીધા. કેટલાકે ખુદ પયગમ્બરની જ પૂજા શરૂ કરી દીધી, કોઈએ પોતાના પયગમ્બરને 'ખુદાનો અવતાર' કહ્યો તો કોઈએ પોતાના પયગમ્બરને 'ખુદાનો પુત્ર' કહ્યો. જે નીતિ–નિયમો પયગમ્બર આપી ગયા હતા તેને પણ વિકૃત કર્યા, પયગમ્બરના જીવન સાથે અનેક પ્રકારની દંતકથાઓ જોડી દીધી; પરંતુ તે છતાં સંસારની માનવજાત પયગમ્બરોના પ્રયાસોથી અલ્લાહ અને આખિરતના ખ્યાલોથી પરિચિત થઈ ચૂકી.

એક વ્યક્તિ તરીકે પયગમ્બરનું જીવન એટલું ભવ્ય, આદર્શ અને નિર્મળ હોય છે કે એનાથી વધારે નિર્મળ જીવનની આપણે કલ્પના કરી શકતા નથી. તેમનામાં અસાધારણ લાયકાતો અને દૂરંદેશી હોય છે. તેમની દ્રષ્ટિ એટલી સુક્ષ્મદર્શી હોય છે કે બીજાઓની દ્રષ્ટિ ત્યાં વર્ષોના વિચારમંથન પછી પણ નથી પહોંચી શકતી. પયગમ્બરની

દરેક વાત બુદ્ધિગમ્ય હોય છે. તેમનાં વાણી અને વર્તન વચ્ચે વિરોધાભાસનું એક દ્રષ્ટાંત પણ મળવું અશક્ય હોય છે. તે માનવતાના મહાન શુભેચ્છક હોય છે. એમના વ્યક્તિત્ત્વમાંથી શોધવાથી પણ કોઈ ઊણપ નથી મળી શકતી. સારાંશ, તેમનું વ્યક્તિત્ત્વ સર્વગુણ સંપન્ન હોય છે.

પયગમ્બર અને બિનપયગમ્બર મહાપુરુષ વચ્ચે પાયાનો તફાવત 'વહી' છે. વહી એ અલ્લાહ સાથેના સંપર્કનો સીધો, ચોક્કસ અને ક્ષતિરહિત માર્ગ છે. વહી એ અલ્લાહ તરફથી પ્રગટીકરણ છે. માનવ–પદાર્થમય છે અને અલ્લાહ ભૌતિક ચેતના સુદ્ધાંથી પર છે એટલે અલ્લાહનો સંદેશ પયગમ્બરને પહોંચાડવા માટેના માધ્યમ તરીકે ફરિશ્તો (અલ્લાહનું એક સંપૂર્ણ આજ્ઞાંકિત સર્જન) હોય છે. 'વહી' દ્વારા અલ્લાહનો સંદેશ પયગમ્બર સિવાય કોઈને પ્રાપ્ત થઈ શકતો નથી. કોઈ બિનપયગમ્બર મહાપુરુષ ગમે તેટલો મહાન હોય તો પણ પયગમ્બરના સ્થાન સુધી પહોંચી શકતો નથી અને ન પોતે ચોક્કસ સિદ્ધાંત સ્થાપીને માનવજાતને તેના અનુસરણનું આમંત્રણ આપી શકે છે. બિનપયગમ્બર મહાપુરુષ માટે હરહંમેશ પયગમ્બરનું અનુસરણ ફરજિયાત છે. મહાપુરુષોના આ રીતે બે વિભાગ પડી જાય છે : (૧) પયગમ્બર અને (૨) બિનપયગમ્બર. બંનેના સ્થાન અને હેસિયતમાં રહેલો તફાવત સારી રીતે સમજવો જોઈએ. 'વહી' (ફરિશ્તાના માધ્યમથી અલ્લાહના સંદેશનું માનવી ઉપર દિવ્ય અવતરણ) એ માત્ર પયગમ્બર માટે જ ખાસ હોય છે. 'વહી' મારફત મળેલું જ્ઞાન કોઈ પણ પ્રકારની શંકાથી સદંતર મુક્ત અને સંપૂર્ણ હોય છે. બિનપયગમ્બર મહાપુરુષ માટે પયગમ્બરનું અનુસરણ ફરજિયાત છે અને આ રીતે જ તે અલ્લાહનું પરમ સાન્નિધ્ય મેળવી શકે છે. 'મહાનતા' અને 'શુદ્ધ ધાર્મિકતા' દરેક વ્યક્તિ કેળવી શકે છે, પરંતુ

પયગમ્બરના સ્થાન સુધી પહોંચી શકવા કોઈ સમર્થ નથી. સાધારણ રીતે લોકો આ ગંભીર તફાવતથી કાં તો અજાણ છે, કાં તો બેધ્યાન છે. હઝરત અબૂબક્ર (રદિ.), હઝરત ઉમર (રદિ.) તથા અન્ય અનેક મહાન સપૂતોના દ્રષ્ટાંતો આપણી સામે છે, કે તેમણે પોતાના મહાન વ્યક્તિત્ત્વને પયગમ્બરને આધિન બનાવીને જ જીવન વીતાવ્યું અને તેમાં જ પોતાની સફળતા માની.







## ૭. હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ★ અંતિમ પયગમ્બર

અલ્લાહે માનવીના માર્ગદર્શન માટે દરેક યુગમાં જુદાં જુદાં સ્થળોએ પોતાના પયગમ્બરોને મોકલ્યા અને હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને કિયામત સુધીની માનવજાત માટેના પયગમ્બર તરીકે મોકલીને પયગમ્બરીનો ક્રમ સમાપ્ત કરી દીધો. અગર કોઈ એમ પૂછે કે ખુદાએ પયગમ્બરીનો ક્રમ શા માટે પૂર્ણ કરી દીધો ? –તો વાસ્તવમાં આ પ્રકારનો સવાલ એ અલ્લાહને પડકારવા બરાબર છે. કેમ કે, અલ્લાહ સર્વજ્ઞ છે અને તેના નિર્ણયો સામે ચૂં–ચા કરવાનો કોઈને અધિકાર નથી. અલબત્ત, ખુદાનો પ્રત્યેક નિર્ણય યોજનાબદ્ધ અને બુદ્ધિગમ્ય છે. ખુદાનું કોઈ કામ હિકમતથી ખાલી નથી. અલ્લાહે પયગમ્બરીનો ક્રમ સમાપ્ત કરી દીધો તે પણ હિકમત અને શાણપણથી ખાલી નથી. માનવસંસ્કૃતિ જ્યારે એની બાલ્યાવસ્થામાં હતી ત્યારે દરેક જાતિ માટે અલગ અલગ પયગમ્બર આવતા હતા, જે એક મર્યાદિત માનવસમૂહને માર્ગદર્શન આપતા હતા. દુનિયાના ભૌગોલિક અને સાંસ્કૃતિક સંજોગો જ કંઈક એવાં હતાં કે સંસારની આખી માનવજાતિ

---

★ *''સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ'' માનવાચક શબ્દસમૂહ છે, જેનો અર્થ છે એમના ઉપર શાંતિ અને સલામતી હોજો !*

માટે એક જ પયગમ્બર અને એક જ વિશ્વવ્યાપી આચારશાસ્ત્રનું ઉતારવું તાર્કિક દ્રષ્ટિએ પણ અનુકૂળ ન હતું. સંસારમાં જુદા જુદા પ્રદેશોમાં ખુદાના માનવંત પયગમ્બરોના અથાગ પરિશ્રમથી માનવસંસ્કૃતિ અને સભ્યતાનો વિકાસ થતો ગયો અને અલ્લાહ, આખિરત તથા નીતિરીતિ અને ચારિત્ર્યના સિદ્ધાંતો તરફ માનવજાત કંઈક ને કંઈક અંશે વળી ગઈ. માનવસ્વભાવમાં આવેલ આ ક્રાંતિએ વિકાસનાં દ્વાર ઉઘાડી દીધાં. માનવજાત બાલ્યાવસ્થામાંથી નીકળીને યુવાવસ્થાએ પહોંચી. જાતિઓમાં પરસ્પર સંબંધોનો વિકાસ થયો, સંસ્કૃતિનું આંતરરાષ્ટ્રીય સ્વરૂપ ઉદ્ભવ્યું, વ્યાપારનો અભૂતપૂર્વ વિકાસ થયો અને તેના પગલે સંસારના માનવજૂથો વચ્ચે અરસપરસ સંકલન વધ્યું, જમીન અને દરિયાઈ માર્ગે લાંબા લાંબા પ્રવાસોનો સિલસિલો શરૂ થયો, લિપિ અને અક્ષરજ્ઞાનનો સ્થાયી સ્વરૂપે ઉદ્ભવ થયો, વિદ્યા અને કળાઓની તરક્કીથી જાતિઓમાં પરસ્પર વિચારો અને જ્ઞાનનું આદાન–પ્રદાન થવા લાગ્યું, મોટા મોટા વિજેતાઓ પેદા થયા અને તેમણે પોતાની સત્તાઓ સ્થાપી–સાર એ કે, માનવસમાજ વચ્ચેની પ્રાચીન જુદાઈ અને અંતર ભૂંસાતાં ગયાં અને ભૌગોલિક તથા સાંસ્કૃતિક દ્રષ્ટિએ એવા સંજોગો અને સમય પાકી ગયાં કે સમગ્ર માનવજાતને માટે એક વિશ્વવ્યાપી શરીઅત અને કાયમી પયગમ્બરને મોકલવામાં આવે તે બિલકુલ અનુકૂળ હતું; બલકે સંજોગો જ માંગણી કરી રહ્યા હતા કે અલગ અલગ જાતિ માટે અલગ અલગ પયગમ્બરનો ક્રમ જરૂરી જણાતો ન હતો અને સંસ્કૃતિના આંતરરાષ્ટ્રીય સ્વરૂપના સંપૂર્ણ વિકાસને કારણે માનવસ્વભાવ માટે તે સિલસિલો અનુકૂળ ન હતો. સૃષ્ટિના કૃપાળુ સર્જનહારે માનવપ્રકૃતિની સદા પ્રેમપૂર્વક માવજત કરી છે. તે મહાન જ્ઞાનીએ માનવસ્વભાવના તકાદાઓને કદી મરોડયા નથી. જ્યારે માનવજાત એક વિશ્વવ્યાપી અને કાયમી શરીઅત માટે સંપૂર્ણ તૈયાર થઈ ચૂકી ત્યારે અલ્લાહે અરબસ્તાનની ભૂમિ પર હઝરત મુહમ્મદ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પોતાના અંતિમ પયગમ્બર તરીકે પેદા કર્યા. ચાલીસ વર્ષની વયે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પયગમ્બરીનું મહાન પદ અર્પણ કરવામાં આવ્યું. જવાબદારીની શરૂઆત માટે એક એવી પ્રજા સોંપવામાં આવી, જેની સુધારણા માત્ર એ વ્યક્તિ માટે જ શક્ય હતી, જેને અલ્લાહે મનોબળના અખૂટ ખજાનાઓ અર્પણ કરી દીધાં હોય. જમીન પણ એવી, જે તણખલું ન ઉગાવી શકે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ચારિત્ર્ય પણ એવું આપવામાં આવ્યું કે જો મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પેદા ન થાત તો ઈતિહાસે એ વાત નોંધવી પડતી કે જગતમાં એવો કોઈ માનવી જન્મ્યો નથી, જે ચારિત્ર્યની સર્વોચ્ચ બુલંદી સુધી પહોંચ્યો હોય. હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની જિંદગીનો અભ્યાસ કરનાર આપને ખુદાના પયગમ્બર તરીકે સ્વીકારવા લાચાર થઈ જાય છે.

હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) દ્વારા અલ્લાહે પયગમ્બરીના ક્રમને સમાપ્ત કરી દીધો. પયગમ્બરીનું પદ વાસ્તવમાં અત્યંત નાજુક અને મહત્ત્વપૂર્ણ હોય છે. પયગમ્બર રોજ રોજ પેદા નથી થતા. જ્યાં સુધી એક પયગમ્બરનું જીવન અને તેમનું શિક્ષણ મવજૂદ હોય ત્યાં સુધી જાણે કે પયગમ્બર ખુદ મવજૂદ છે. અગાઉના પયગમ્બરોનું જીવન અને તેમના શિક્ષણની વિગતો સંપૂર્ણ સુરક્ષિત અવસ્થામાં જીવંત નથી. તેમના ઉપર ઊતરેલા અવકાશી ગ્રંથોમાં પણ ઘણી જ ભેળસેળ થઈ ગઈ છે; પરંતુ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અંતિમ પયગમ્બર તરીકે અલ્લાહે મોકલ્યા હોવાથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું જીવન, શિક્ષણ, સંજોગો તથા આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર ઊતરેલ ગ્રંથ–કુર્આનને સંપૂર્ણ સુરક્ષિત કરી દીધાં. આજે આશરે ચૌદ સો વર્ષ વીતી ગયાં

પછી પણ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું જીવન ઈતિહાસના આયનામાં એટલું સાફ–સ્પષ્ટ દેખાય છે જાણે તે ગઈ કાલે જ દુનિયાથી ન ગયા હોય ! જગતના કોઈ મહાપુરુષનું જીવન આટલું સલામત નથી અને હોઈ પણ ન શકે. હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પછી ખુદા તરફથી હવે કોઈ પયગમ્બર આવવાના ન હોવાથી, તાર્કિક દ્રષ્ટિએ પણ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નાં જીવન, સંદેશ, શિક્ષણનું સંપૂર્ણ સુરક્ષિત હોવું અનિવાર્ય છે. હવે જે કોઈ વ્યક્તિ સાચા અર્થમાં ખુદાની આજ્ઞાનું પાલન કરવા માંગતી હોય તેના માટે હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું અનુસરણ, ઉપરોક્ત કારણોસર ફરજિયાત છે. જે કોઈ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું અનુસરણ કરશે તે જાણે દુનિયાના તમામ પયગમ્બરોનું અનુસરણ કરી રહ્યો છે.

અગાઉના પયગમ્બરની તાલીમ અને સંદેશ વિકૃત થઈ ગયાં હોય કે તેમાં ફેરફારની જરૂરત હોય, અગાઉના પયગમ્બરની તાલીમ કોઈ ખાસ કોમ માટે જ હોય યા પયગમ્બરને સહાયકની અત્યંત તીવ્ર જરૂરત હોય ત્યારે બીજા પયગમ્બર મોકલવાનો અલ્લાહનો ક્રમ રહ્યો છે. આ કારણોસર અગાઉના યુગોમાં સમયાંતરે પયગમ્બરો આવતા રહ્યા; પરંતુ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું જીવન તથા શિક્ષણ સંપૂર્ણ સુરક્ષિત હોવાથી, આ શિક્ષણ સંપૂર્ણ અને સર્વગ્રાહી હોવાથી તથા આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું માર્ગદર્શન કોઈ ચોક્કસ કોમને બદલે સમગ્ર માનવજાતને માટે હોવાથી, તાર્કિક રીતે પણ હવે કોઈ નવા પયગમ્બરના આગમનની જરૂરત નથી રહેતી. હવે તો એવા માણસોની જરૂર છે, જે હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સંદેશને અનુસરે અને માનવજાતને તેનું આમંત્રણ આપે. હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પછી પયગમ્બરીનો દાવો કરનાર

ઈસ્લામના વર્તુળથી બહાર ગણવામાં આવશે, કેમ કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું ખુદાના અંતિમ પયગમ્બર હોવું કુર્આન, હદીષ, વિદ્વાનોની સર્વસંમતિ અને તાર્કિક દલીલોથી સાબિત છે.

—આ છતાં પણ કોઈ એવો સવાલ કરે કે અલ્લાહે પયગમ્બરીનો ક્રમ શા માટે સમાપ્ત કરી દીધો ? તો તેનો જવાબ એ જ હોઈ શકે કે અલ્લાહ જ્ઞાની અને દૂરંદેશી છે, તેની આ જ મરજી હતી, ભલા અલ્લાહની મરજીનો કોણ મુખ્ત્યાર છે ?



 

  

# ૮. હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું અનુપમ જીવન

આજથી ચૌદ સો વર્ષ અગાઉનો ઈતિહાસ ઉઠાવીને આપણે જોઈશું તો તે સમયના વિશ્વની સામાજિક, ભૌગોલિક, મનોવૈજ્ઞાનિક અને નૈતિક પરિસ્થિતિનો એક આછો ખ્યાલ આપણને મળી જશે. જગતનું વાતાવરણ અત્યંત નિરાશાજનક હતું. માનવતા પતન અને વિનાશની ગર્તાઓમાં ધકેલાઈ ગઈ હતી. ઈતિહાસમાં આ સૌથી નિમ્ન કક્ષાનું અધઃપતન હશે. ચોતરફ બસ અંધકાર જ અંધકાર હતો. ઈન્સાનિયતના નામથી ઈન્સાન વાકેફ ન હતો. પ્રત્યેક બળવાન વ્યક્તિ નિર્બળ ઉપર હાવી હતી. સ્ત્રીઓને જીવનના અધિકારો ભોગવવાનો જાણે કોઈ જ હક ન હતો. અત્યાચારપૂર્ણ પ્રથાઓની નાગચૂડમાં માનવતા સબડી રહી હતી. જ્ઞાન શું એ જાણે કોઈ જાણતું ન હતું. સભ્યતા અને સંસ્કૃતિ મરી ચૂક્યાં હતાં. વિશ્વની માનવતા દરેક દ્રષ્ટિએ એટલી હદ સુધી પતન તરફ ધકેલાઈ ગઈ હતી કે માનવતાએ પતનનો આ તબક્કો અગાઉ કદી નિહાળ્યો ન હતો. આવી પરિસ્થિતિમાં ઈ. સ. ૫૭૦ના ઓગષ્ટ માસની ૨૯મી તારીખે હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને સમગ્ર વિશ્વની માનવજાત માટેના અંતિમ ખુદાઈ સંદેશવાહક તરીકે અરબસ્તાનની ભૂમિ ઉપર પેદા કરવામાં આવ્યા. દુનિયાનો નકશો ઉઠાવીને જોવાથી તરત જણાઈ આવે છે કે સમગ્ર

વિશ્વને ખુદાનો સંદેશ પહોંચાડવા માટે અરબસ્તાનથી વધુ યોગ્ય સ્થળ દુનિયામાં કોઈ ન હતું. અરબસ્તાન એ એશિયા અને આફ્રિકા ખંડોથી બિલકુલ નજીક છે અને યુરોપ ખંડ પણ અહીંથી ઘણો જ નજીક છે. એ સમયની આરબ પ્રજાની સાંસ્કૃતિક અવસ્થા, બે પ્રકારનાં વલણો સમાંતરપણે જ ધરાવતી એક વિચિત્ર અવસ્થા છે. એક તરફ તો તેઓ વચનપાલક, સ્વાતંત્ર્ય પ્રેમી, સાહિત્ય શોખીન અને આતિથ્યભાવના જેવાં ઉમદા ગુણો ધરાવતા હતા. નીડરતા એ તેમની આગવી ખૂબી હતી. સ્વમાન માટે પ્રાણનું બલિદાન આપી દેવું તેમને મન સામાન્ય હતું. તેઓ કોઈ પ્રજાની ગુલામી હેઠળ જીવવામાં માનતા જ ન હતા. તેમના જીવનમાં સાદગીનો ગુણ અદ્ભૂત રીતે વણાયેલો હતો, આરામપરસ્તીથી તેઓ દૂર હતા; પરંતુ બીજી તરફ તેઓમાં કેટલાક દુર્ગુણો એવાં હતા, જેનાં કારણે તેમની સાંસ્કૃતિક પરિસ્થિતિનો વિકાસ શક્ય બન્યો ન હતો. હત્યા, લૂંટફાટ, વ્યભિચાર, લડાઈઓ, દારૂ, જુગાર, મૂર્તિપૂજા સામાન્ય હતાં. બાળકીઓને જન્મતાં જ જીવતી દાટી દેવાનો કુરિવાજ ફેલાયેલો હતો. તેમનાં હૃદય એટલાં સખત અને કઠણ હતાં કે એમાં માનવતાને વસાવવી એ કોઈ સાધારણ માણસનું કામ ન હતું. તેઓની સુધારણા માત્ર તે વ્યક્તિ દ્વારા જ શકય હતી, જેને ખુદાએ મનોબળના અખૂટ ખજાનાઓ આપી દીધાં હોય. હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ખુદાએ એ તમામ ખૂબીઓથી નવાઝયા હતા, જેના કારણે એક માનવીને 'સર્વશ્રેષ્ઠ માનવ'નો લકબ આપી શકાય છે. અરબસ્તાન જેવા વેરાન– સૂક્કાભઠ્ઠ રણપ્રદેશમાંથી આપે અંધકારમાં ફસાયેલી માનવજાતને ખુદાનો સંદેશ આપવાનો પ્રારંભ કર્યો; પરંતુ આ અગાઉ ચાલીસ વર્ષ સુધી લોકો વચ્ચે તે એક સાધારણ માનવી તરીકે જ રહ્યા અને પોતાના બુલંદ વ્યક્તિત્વ, સજ્જનતા, દયાભાવ, ક્ષમાભાવ, સદ્ગુણો, પ્રામાણિક્તા અને સત્યનિષ્ઠાને કારણે 'સાદિક' અને 'અમીન'ના માનવંત લકબ

મેળવ્યા. કોઈ શત્રુમાં પણ આ હિંમત ન હતી કે આપની સત્યનિષ્ઠા અને પ્રામાણિકતાનો ઈન્કાર કરી શકે. ચાલીસ વર્ષની વયે ખુદાએ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પયગમ્બરીનું મહાન પદ અર્પણ કર્યું અને આદેશ આપ્યો કે લોકોને સીધા માર્ગ તરફ બોલાવો, જીવનની હકીકતોથી સૌને વાકેફ કરો. આ જવાબદારી નિભાવવી એ કોઈ સાધારણ માણસનું કામ ન હતું. એ તો ખુદાના સંદેશવાહક માટે જ શકય હતું. હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના કૌટુંબિક સંજોગો તો એવાં હતાં કે આપના જન્મ પહેલાં જ પિતાનું અવસાન થઈ ગયું હતું. છ વર્ષની વય હતી ત્યાં માતાની પ્રેમાળ છત્રછાયા પણ ગુમાવી દીધી. દાદાની પરવરિશ અને દેખભાળ હેઠળ આવ્યા; પરંતુ આઠ વર્ષની વયે એ આશરો પણ ગુમાવી દીધો. આ સંજોગોમાં એક આદર્શ નવયુવાન તરીકે ઊભરીને આવવું એ કોઈ અકસ્માત ન હતો. એ સૃષ્ટિના સર્જનહારની એક અદ્‌ભૂત યોજના હતી.

હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ લગાતાર ત્રેવીસ વર્ષ સુધી સંસારની માનવજાતને ખુદાનો સંદેશ આપવાની જવાબદારી નિભાવી, આ ત્રેવીસ વર્ષના ટૂંકા ગાળામાં આપે (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ખુદાની બાદશાહી જમીન ઉપર એવી જ રીતે સ્થાપીને બતાવી દીધી જેવી કે આસમાનોમાં છે. અલ્લાહના આ અંતિમ સંદેશવાહકે સંસારનો નકશો જ પલટી નાંખ્યો. રણપ્રદેશમાં ઉછરેલા આ મહા માનવીએ, કે જે ઉમ્મી (નિરક્ષર) હતા, ડહાપણ અને તત્ત્વ–જ્ઞાનની એવી એવી થિયરીઓ સ્થાપી, જે ન એમના પૂર્વે કોઈ દર્શાવી શક્યું હતું અને ન એમના પછી આજ સુધી કોઈ દર્શાવી શક્યું. આ નિરક્ષર મહામાનવે સામાજિક, રાજકીય, શૈક્ષણિક, આર્થિક, નૈતિક, કૌટુંબિક વ્યવસ્થાઓ માટે તથા જીવનના તમામ વિભાગો માટે એવા સિદ્ધાંતોની સ્થાપના કરી, જેની અમુક હિકમતો અને રહસ્યો મોટા

મોટા વિદ્વાનો પણ વર્ષોના પરિશ્રમ પછી સમજી શક્યાં છે અને જમાનાના વિકાસની સાથે સાથે એ સિદ્ધાંતો વધુ ને વધુ પ્રસ્તુત બનતાં જાય છે. એ મહા માનવે ૧૪૦૦ વર્ષ પહેલાં આપેલા સિદ્ધાંતોમાં ફેરફારની કોઈ જરૂરત આજે પણ નથી જણાતી. દુનિયાના અન્ય માનવીઓએ બનાવેલા કાયદાઓ હજારો વાર બન્યા અને હજારો વાર બગડયા; પરંતુ આ નિરક્ષર મહામાનવે દર્શાવેલા કાયદાઓની કોઈ કલમ પણ એવી નથી, જેમાં ફેરફાર કરવાથી અનુકૂળતાઓ વધે. ખરેખર, આ હકીકતો ઉપર વિચાર કરતાં આપણું હૈયું પોકારી ઉઠે છે કે હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ખુદાના સંદેશવાહક છે અને અંતિમ સંદેશવાહક છે.

ધાર્મિક વડાઓ લોકોને ચમત્કારો બતાવતા હોય છે અને માત્ર એમના ચમત્કારોને જોઈને સામાન્ય લોકો તેમનાથી પ્રભાવિત થઈ જાય છે; પરંતુ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું જીવન માત્ર આવા ચમત્કારોનો ઈતિહાસ નથી. બાહ્ય ચમત્કારોને છોડી દઈને જ્ઞાન અને ડહાપણ તરફ બોલાવનારું ક્રાંતિકારી વ્યક્તિત્ત્વ એ આપની અનુમન ખૂબી છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની આ ખૂબીને કારણે જ માનવતાનો કાફલો પુનઃ તવહીદના રાજમાર્ગ ઉપર આવી શક્યો અને જીવનની હકીકતોને પાંગરવા માટે સર્વશ્રેષ્ઠ માહોલ મળી ગયો. હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ખુદાના અંતિમ પયગમ્બર હોવાથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના જીવનની બધી જ વિગતો આજે પણ સુરક્ષિત છે. આપના જીવનનું એક એક પાસું જાણીતું છે, તેથી જે કોઈ વ્યક્તિ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું અનુસરણ કરશે તેણે જાણે દુનિયાના તમામ મહાપુરુષોના સત્યસંદેશનું અનુસરણ કર્યું ગણાશે. મુસલમાનો હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું અનુસરણ આ બધી

વિશેષતાઓને કારણે જ કરે છે, નહીં કે કોઈ પક્ષપાત અને પૂર્વગ્રહને કારણે. હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની તુલના જગતના કોઈ પણ મહાપુરુષ સાથે કરવી એ હકીકતો સાથે અન્યાય કરવા સમાન છે. જે કોઈ વ્યક્તિ પૂર્વગ્રહોથી મુક્ત થઈને હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના જીવનનો અભ્યાસ કરશે તેની સામે આ હકીકતો આપોઆપ રોશન થઈ જશે.



# ૯. આખિરત : જીવનની આધારશિલા

આખિરત એટલે કે મૃત્યુ પછીના જીવનમાં વિશ્વાસ એ ઈસ્લામની બુનિયાદી માન્યતા છે, જેમાં શ્રદ્ધા લાવ્યા વિના કોઈ વ્યક્તિનું મુસ્લિમ હોવું શક્ય નથી. મૃત્યુ પછી શું છે તે જોવા માટે આપણી પાસે કોઈ ભૌતિક સાધન નથી, એટલે જ્યાં સુધી વિજ્ઞાનનો સવાલ છે, આ બાબત તેના વર્તુળની બહાર છે. મૃત્યુ પછીના જીવન વિશે મુખ્યત્ત્વે ત્રણ મતો સંસારમાં વ્યાપકપણે પ્રચલિત છે : (૧) એક વર્ગની માન્યતા છે, કે મનુષ્ય મૃત્યુ પછી માટીમાં ભળી જાય છે, ત્યારબાદ કોઈ પ્રકારનું જીવન નથી. આ વર્ગ નાસ્તિકોનો છે, જેમાં કહેવાતા 'બુદ્ધિજીવીઓ'નું પ્રમાણ વિશેષ છે. (૨) બીજા એક મત મુજબ માનવીને કર્મના પરિણામો ભોગવવા જુદા–જુદા સ્વરૂપે ફરી ફરી જન્મ લેવો પડે છે. આ વિચાર મુખ્યત્વે ભારતીય ધર્મોમાં પ્રચલિત છે અને (૩) ત્રીજા મત મુજબ મૃત્યુ પછીનું જીવન વાસ્તવિક જીવન છે. આ માન્યતા અનુસાર અલ્લાહ એક દિવસે સમગ્ર સૃષ્ટિનો નાશ કરી દેશે. ત્યાર બાદ સંસારમાં થઈ ગયેલા તમામ માનવીઓને પોતાની શક્તિથી પુનઃ સજીવન કરશે અને દરેકના સંસારિક જીવનના કર્મોનો (આચાર–વિચારનો) હિસાબ લેશે. જે કોઈ અલ્લાહના આજ્ઞાપાલક ઠરશે તેમને ખુદાની પ્રસન્નતાને કારણે જન્નત મળશે અને જે કોઈ વિદ્રોહી ઠરશે તેઓને ખુદાની નારાજગીને કારણે ભયાનક અગન જ્વાળાઓના સ્થળ–દોઝખમાં ધકેલી દેવામાં આવશે.–આ ઈસ્લામની અર્થાત્ અલ્લાહના તમામ પયગમ્બરોએ દર્શાવેલી માન્યતા છે.

જે લોકો એમ કહે છે કે મૃત્યુ પછી કોઈ જ જીવન નથી તેમની પાસે આવું કહેવા માટે શું દલીલ છે ? શું એમની પાસે એવું કોઈ ચમત્કારિક સાધન છે, જેના વડે તેઓ મૃત્યુની પેલે પાર શું છે તે જોઈ શકે છે કે માત્ર એમની બુદ્ધિ જ એમને આવાં અનુમાનો તરફ દોરી જાય છે ? ગામડાની કોઈ વ્યક્તિએ કૉમ્પ્યુટર જોયું ન હોય અને તે એમ કહે કે કૉમ્પ્યુટર જેવી કોઈ વસ્તુ જ નથી તો શું સમજદાર માણસો તેને મૂર્ખ નહીં કહે ? કોઈ વસ્તુનું પ્રત્યક્ષ દેખાવું એના સાચા જ હોવાની દલીલ નથી અને કોઈ વસ્તુનું પ્રત્યક્ષ ન દેખાવું એના ખોટા હોવાની દલીલ નથી. દૂરથી આપણને દેખાય છે કે આકાશ અને જમીન બંને મળી ગયાં છે, પરંતુ હકીકત તેમ નથી, વાતાવરણમાં અનેક વાયુઓ છે, જે આપણે નરી આંખે જોઈ શકતા નથી, પણ હકીકત છે. એવી કઈ દલીલ છે, જેના આધારે મૃત્યુ પછી એક બીજું જીવન હોવાની વાતને રદ કરી શકાય ? મૃત્યુ પછીના જીવન વિશે અનુભવસિદ્ધ દલીલો પણ મવજૂદ છે. આપણી અગાઉની જિંદગી (અર્થાત જો કોઈની વય ત્રીસ વર્ષની હોય તો તેની ત્રીસ વર્ષ અગાઉની જિંદગી) પોતે જ તેની મોટામાં મોટી દલીલ છે. જે લોકો વર્તમાન જીવન પછીના એક બીજા જીવનને નકારી રહ્યાં છે તેઓ એ હકીકતનો ઈનકાર કરી શકે એમ છે ખરાં કે એમનું વર્તમાન જીવન પણ એક બીજું જ જીવન છે ? એક પ્રત્યક્ષ હકીકત, જેને આપણે લાચાર બનીને અનુભવી રહ્યા છીએ તે જ હકીકત પુનઃ આપણી સામે આવે તેમાં કોઈ આશ્ચર્યની વાત છે ? એ વાત કેટલી વિચિત્ર કહેવાય કે એક ઘટનાને આપણે વર્તમાન માટે તો સ્વીકારીએ, પણ ભવિષ્ય માટે તેને નકારી કાઢીએ !

બીજો વર્ગ પુનર્જન્મ (આવાગમન)ના સિદ્ધાંતમાં માને છે. અર્થાત્ વ્યક્તિના કર્મ સારાં હોય તો આવતા જન્મમાં વધુ સારી અવસ્થા મળે છે અને કર્મ ખરાબ હોય તો કૂતરા, બિલાડા, વૃક્ષ કે પશુની

યોનિમાં જન્મ મળે છે, અર્થાત્ માનવી, પશુ, વૃક્ષ હોવું એ અગાઉના જન્મનાં કર્મોનું પરિણામ છે. સવાલ એ ઊભો થાય છે કે સૌ પ્રથમ શું હતું ? જો એમ કહેવામાં આવે કે સૌ પ્રથમ માનવ હતો, તો પ્રશ્ન થશે કે માનવદેહ કયા સદ્‌કાર્યોના બદલામાં મળ્યો ? જો એમ કહેવામાં આવે કે સૌ પ્રથમ પશુ કે વૃક્ષ હતાં તો પ્રશ્ન થશે કે કયા દુષ્કર્મોની સજારૂપે પશુ કે વૃક્ષનો દેહ મળ્યો ? સારાંશ, પહેલા કર્મો જ ન હતાં તો સૃષ્ટિ (પશુ, વૃક્ષ, માનવી વગેરે સર્જન) આવી જ ક્યાંથી ? વળી, જો પશુઓ કે વૃક્ષોની યોનિમાં જન્મ લેવો એ પાપનું પરિણામ હોય ત્યારે તો પાપને આવકારવું જરૂરી થઈ જાય. કેમ કે, પશુઓ અને વૃક્ષો–વનસ્પતિઓને કારણે તો માનવ જીવનની અનેક જરૂરિયાતો સંતોષાય છે. જો આપણે એવું ઈચ્છતા હોય કે ધરતી લીલીછમ થઈ જાય અને દૂધની નદીઓ વહેવા માંડે તો પાપને પ્રોત્સાહન આપવું જરૂરી થઈ જાય. જો કોઈ પાપ નહીં કરે તો પશુ કે વૃક્ષ કેવી રીતે બનશે ? અને પશુઓ તથા વૃક્ષો નહીં હોય તો માનવીનું જીવન કેવી રીતે શક્ય બનશે ? પરંતુ આ ઉપાયને સ્વીકારવા કોઈ પણ વ્યક્તિ તૈયાર નહીં થાય. વળી, આવાગમનની માન્યતાને કારણે જીવદયા, સહાનુભૂતિ જેવાં માનવ મૂલ્યો પણ અર્થહીન બની જાય છે. એક વ્યક્તિ દુઃખી હોય તો તેના પૂર્વજન્મનાં કર્મોને કારણે ? ! જો હકીકત આવી જ હોય તો એ દુઃખી વ્યક્તિ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવી પણ અપરાધ ગણાય ! વાસ્તવમાં આવાગમનનો આ સિદ્ધાંત, અનેક કારણોસર જરા પણ બુદ્ધિગમ્ય જણાતો નથી. વળી, આકાશી ગ્રંથોમાં આ પ્રકારની માન્યતાના કોઈ ઉલ્લેખો જોવા મળતા નથી. અનેક હિન્દુ વિદ્વાનોએ આ બાબતનો એકરાર નિખાલસતાથી કર્યો છે કે વેદોમાં વારંવારના જન્મનો કોઈ ઉલ્લેખ નથી. જેમ કે, શ્રી સત્યપ્રકાશ વિદ્યાલંકાર લખે છે : ''વેદોમાં આવાગમનનો સિદ્ધાંત નથી એ વાત પર તો હું જુગાર પણ રમી શકું છું'' (આવાગમન–પૃષ્ઠ ૧૦૪)

આખિરત અંગેની ઇસ્લામી માન્યતા જ સૌથી વધુ બુદ્ધિગમ્ય છે. કેમ કે તેની ખબર ખુદાના પયગમ્બરોએ આપી છે. આપણે જોઈએ છીએ કે સંસારમાં સજ્જનોને એમની સજ્જનતા છતાં દુઃખો જ ભોગવવાં પડે છે. દુર્જનો દુરાચાર છતાં, મોજ માણતા ફરે છે. હત્યારાઓ ન્યાયાલયમાંથી નિર્દોષ છૂટી જાય છે. આ ભૌતિક જગતની રચના જ એવી છે કે અહીં કોઈ પણ વ્યક્તિના કર્મનું સંપૂર્ણ પરિણામ સામે આવી શકતું જ નથી. હત્યા, લૂંટફાટ, ચોરી, બળાત્કાર જેવાં અનેક દુરાચારોમાં મોટે ભાગે ગુનેહગાર કોણ તે જ જાણી શકાતું નથી. અનેક લોકોના મહાન કાર્યોની જાણ ઘણીવાર વ્યક્તિના મરી જવા પછી થતી હોય છે. આપણી બુદ્ધિ કહે છે કે આખરે કોઈ સ્થળ તો એવું હોવું જ જોઈએ, જ્યાં સજ્જનોને એમની સજ્જનતાનો સંપૂર્ણ પુરસ્કાર મળે અને અપરાધીઓને સંપૂર્ણ દંડ મળે. જો આવું ન હોય તો ભલાઈ અને બુરાઈ વચ્ચે ભેદ શો રહે ? જ્યાં સુધી બુદ્ધિનો સવાલ છે, તે આપણને ''મૃત્યુ પછી બીજું જીવન હોવું જોઈએ''ની સીમા સુધી આવીને છોડી દે છે. અહીં ઈસ્લામ આપણું માર્ગદર્શન કરે છે. તે કહે છે કે તમારી બુદ્ધિ અને પ્રકૃતિ જે વસ્તુ ચાહે છે તે ખરેખર થનાર જ છે. એક દિવસે અલ્લાહ સૃષ્ટિનો નાશ કરી દેશે અને તમામ માનવીઓને પોતાની સામે સજીવન કરીને એકઠાં કરશે અને દરેકને આચાર-વિચારનો હિસાબ લઈને બદલો આપશે. આમ, મૃત્યુ પછીના જીવન અંગેની ઈસ્લામી માન્યતા જ સાચી હોવા અંગે આપણા મનમાં કોઈ શંકા રહેતી નથી.

હવે તો વિજ્ઞાન પણ એ વાત સાથે સહમત છે કે આ સૃષ્ટિ કાયમી અને સ્થાયી નથી; પરંતુ તેનો વિનાશ નિશ્ચિત છે. જેમ કે ''એન્સાયકલોપીડીયા ઓફ રીલીજીયન એન્ડ એથિકસ''નો સંપાદક લખે છે, "The world as science teaches and as the

speculations of men suggested must have and end...." (Volume- 5- P. 391) અર્થાત્ વિજ્ઞાનના અભ્યાસ અને માનવીના તાર્કિક સંશોધનો દ્વારા એવો નિર્દેશ મળે છે કે આ વિશ્વનો અંત નિશ્ચિત છે.



# ૧૦. ઈમાનનો ભાવાર્થ અને શરતો

જે વ્યક્તિ સાચા અર્થમાં ખુદાની આજ્ઞાનું પાલન કરવા માંગતી હોય તેના માટે જરૂરી છે કે વિશ્વાસપાત્ર માધ્યમ દ્વારા એ અંગેનું જ્ઞાન મેળવે. જો આ અંગેનું કોઈ જ્ઞાન જ ન હોય તો આજ્ઞાપાલન કેવી રીતે કરી શકાય ? અને જો જ્ઞાન હોય પણ તે કેવળ અનુમાનો પર આધારિત હોય તો તેની સત્યતાની ખાતરી શી ? ખુદાના આજ્ઞાપાલનની સાચી પદ્ધતિ જાણવા આપણે આપણી બુદ્ધિને નિર્ણાયક બનાવી શકતા જ નથી. સાચો માર્ગ એ જ છે કે આપણે એ અંગેના જાણકારને જ પૂછીએ. આ જાણકાર એટલે જ ખુદાના સંદેશવાહક કે પયગમ્બર, પયગમ્બર સિવાય કોઈની પાસેથી પણ ખુદાના આજ્ઞાપાલનનું વિશ્વસનીય જ્ઞાન પ્રાપ્ત કરી શકાતું નથી. કેમ કે, પયગમ્બરને અલ્લાહની સાથે સીધો (વહીનો) સંપર્ક હોય છે. પયગમ્બર દ્વારા મળેલા આ જ્ઞાનને અને તેના ઉપર શ્રદ્ધા લાવવાને ''ઈમાન'' કહે છે. ટૂંકમાં, ઈમાન એટલે જાણવું અને માનવું. ઈમાન (શ્રદ્ધા અને વિશ્વાસ)ને પરિણામે વ્યક્તિ અલ્લાહની આજ્ઞાપાલક (મુસ્લિમ) બની જાય છે.

ખુદાના સંદેશવાહકોએ જે જે બાબતો ઉપર ઈમાન લાવવાનું શિક્ષણ આપ્યું હોય તે તમામ બાબતો ઉપર ઈમાન લાવવું ફરજિયાત હોય છે. એમાંની એકાદ વાતને નકારવાનો અર્થ સર્વ વાતોને નકારી દેવા બરાબર છે. એ શરતોનો ટૂંકસાર આ પ્રમાણે છે :

**અલ્લાહ પર ઈમાન :–** આ માન્યતાનો ભાવાર્થ અત્યંત વિશાળ છે. અલ્લાહના અસ્તિત્ત્વનો સ્વીકાર કરવો, તેને જ સકળ સૃષ્ટિનો સર્જનહાર અને સ્વામી સમજવો, તેને જ બધાં અધિકારો અને શક્તિઓનો સ્વામી સમજવો અને તેના સિવાય કોઈ પણ શક્તિને તેના વ્યક્તિત્ત્વ અને ગુણોની સમકક્ષ ન સમજવી, લાભ કે ગેરલાભ, શુભ કે અશુભ, ભલાઈ કે બુરાઈની લગામ એક માત્ર તેના જ કબજામાં હોવાનો વિશ્વાસ રાખવો એ અલ્લાહ પર ઈમાનનાં અંશો છે. આ તમામ અંશોનો સમાવેશ ''લા ઈલા–હ ઈલ્લલ્લાહ'' (અલ્લાહ સિવાય કોઈ ઈલાહ નથી) એ સૂત્રમાં થઈ જાય છે.

**ફરિશ્તાઓ પર ઈમાન :–** ખુદાના આજ્ઞાપાલક બનવા માટે જે મુદ્દાઓ પર યકીન લાવવું અનિવાર્ય છે તેમાં એક બાબત ફરિશ્તાઓ પર ઈમાન લાવવા અંગે છે. ફરિશ્તા એ ખુદાનું એક વિશિષ્ટ અને આજ્ઞાંકિત સર્જન છે. પ્રભુના પ્રભુત્વમાં એમની લેશમાત્ર દખલ નથી અને ન તેઓ દખલગીરી કરવા જેટલાં શક્તિમાન છે. બધા જ ફરિશ્તા ખુદા સામે પરાધિન છે. ખુદાના આદેશનું રજમાત્ર ઉલ્લંઘન નથી કરતા. ખુદાએ સૃષ્ટિનાં કેટલાક કામો પર ફરિશ્તાઓને નિયુક્ત કર્યાં છે; પરંતુ પોતાની મરજીથી કંઈ પણ કરી શકવાનો તેઓને અધિકાર નથી. ખુદાના સૌથી માનવંત ફરિશ્તાનું નામ હઝરત જીબ્રઈલ છે, જે પયગમ્બરો ઉપર ખુદાનો સંદેશ લઈને આવતા હતા. આ ઉપરાંત, સજીવનાં પ્રાણ ખેંચનાર, વરસાદનું કાર્ય સંભાળનાર, નર્કની વ્યવસ્થા પર નિયુક્ત ફરિશ્તાઓ પણ છે; પરંતુ સારી રીતે સમજી લેવું જોઈએ કે ખુદાની મરજી વિના કંઈ પણ કરવાનો કોઈ ફરિશ્તાને અધિકાર નથી અને એ પણ જાણવું જોઈએ કે ફરિશ્તાઓને જુદા જુદા કાર્યો સોંપવાનો અર્થ એવો હરગિઝ નથી કે અલ્લાહ વ્યવસ્થા સંભાળવા માટે અશક્તિમાન છે, (નઉઝુબિલ્લાહ !–ખુદાની પનાહ !)

ખુદાના સંદેશવાહકોએ ફરિશ્તાઓ અંગેનું જે શિક્ષણ માનવજાતને આપ્યું તેને લોકોએ અજ્ઞાન, સ્વાર્થ વગેરે કારણોસર ઘણું જ વિકૃત સ્વરૂપ આપી દીધું અને આ માન્યતાને આધારે દેવી–દેવતાઓની કલ્પનાઓ ઘડી કાઢી, કેટલાંકે ફરિશ્તાઓની જ પૂજા શરૂ કરી દીધી, તેમને ખુદાનો વંશ સમજવા માંડયા, ખુદા સુધી પહોંચવા માટે તેમની 'ભલામણ'ને જરૂરી સમજવામાં આવી. ખુદાના અધિકારોનું તેમનામાં આરોપણ કર્યું અને બહુ ઈશ્વરવાદનું એક કાલ્પનિક માળખું ઊભું કરી દીધું, જેનો ખુદાના ધર્મ સાથે કોઈ મેળ નથી.

**ખુદાના પયગમ્બરો અને ગ્રંથો પર ઈમાન :–** દરેક યુગમાં, જુદી જુદી જાતિઓમાં અલ્લાહે લોકોને સાચો માર્ગ દર્શાવવા માટે કેટલીક એવી વ્યક્તિઓને જન્માવી જેમનામાં સ્વયં ખુદાને ઓળખવાની શક્તિ હતી, ખુદાએ તેમને વાસ્તવિકતાનું જ્ઞાન પોતાની પાસેથી 'વહી' (દિવ્ય સંદેશ) મારફતે આપ્યું. આ વ્યક્તિને પયગમ્બર કહેવામાં આવે છે અને તેમના ઉપર 'વહી' દ્વારા જે જ્ઞાન અલ્લાહ તરફથી આવ્યું તેના સંગ્રહને 'ખુદાઈ ગ્રંથ' કહે છે. અલ્લાહના પ્રથમ સંદેશવાહક હઝરત આદમ (અલૈ.)થી માંડીને અંતિમ સંદેશવાહક હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સુધી જેટલાં પણ રસૂલો, નબીઓ, પયગમ્બરો અને પુસ્તકો મોકલવામાં આવ્યાં તે તમામ પર દૃઢ શ્રદ્ધા હોવી એ પ્રત્યેક મુસ્લિમના ઈમાનનો અત્યંત મહત્ત્વનો ભાગ છે. અંતિમ અને સુરક્ષિત અવકાશી ગ્રંથ કુર્આને યા તો અંતિમ પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે) બુદ્ધ, જરથોસ્ત, કૃષ્ણ, રામ કે અન્ય ઋષિઓનો ઉલ્લેખ કર્યો નથી એટલે મુસ્લિમો એમને ખાતરીપૂર્વક ખુદાના પયગમ્બરો તરીકે માની શકે નહીં; પરતું કોઈ પણ ધર્મના મહાપુરુષને સદંતર નકારી પણ ન શકે. માત્ર ચૂપકીદી જ ધારણ કરી શકાય. કેમ કે, મુસ્લિમ હોવા માટે

અલ્લાહના તમામ પયગમ્બરોને સરખી રીતે ખુદાના સત્ય સંદેશવાહક માનવા ફરજિયાત છે, તેવી જ રીતે વેદો, અવેસ્તા વગેરે ગ્રંથોને ખાતરીપૂર્વક ખુદાદત્ત ગ્રંથો તરીકે સ્વીકારી શકે નહીં. કેમ કે, અંતિમ ગ્રંથ કુર્આનમાં તેમનો ઉલ્લેખ નથી પણ આ ગ્રંથો એમના મૂળ સ્વરૂપમાં દિવ્ય અવતરણ પર આધારિત હોય અને આજે એની મૂળ હાલતમાં સુરક્ષિત રહ્યા ન હોય એવી શક્યતાને સદંતર નકારી પણ ન શકે. મુસ્લિમ વિદ્વાનોના સંશોધન મુજબ પયગમ્બરોની સંખ્યા એક લાખથી પણ વધુ છે. કુર્આનમાં મનુષ્યજાતના બોધ માટે ઉદાહરણરૂપે અમુક જ પયગમ્બરોના નામ સાથે ઉલ્લેખ છે, તમામનો નામોલ્લેખ ન તો જરૂરી છે અને ન સાનુકૂળ છે. માટે કોઈ પયગમ્બર કે ગ્રંથનો નામ સાથે ઉલ્લેખ ન હોવો અન્યાયી અથવા અસ્વાભાવિક વાત નથી. વધુ વિગત માટે આ પુસ્તકનું પંદરમું પ્રકરણ જોવા વિનંતી છે.

**આખિરત પર ઈમાન :–** ખુદાના પયગમ્બરોએ માનવજાતને શિક્ષણ આપ્યું કે એક દિવસે આ સૃષ્ટિનો અલ્લાહ નાશ કરી દેશે, બધા જ માનવીઓને પુનઃ જીવન આપશે. દરેકને એકત્ર કરીને સૌના આચારવિચારનો હિસાબ લેશે. ખુદાના આજ્ઞાપાલકો (અને પુરસ્કાર મેળવનારાઓ) જન્નતમાં જશે તથા વિદ્રોહી ઠરનારાઓ દોઝખમાં જશે. આખિરત પર શ્રદ્ધા લાવવી એ 'મુસ્લિમ' બનવા માટેની એક અત્યંત અગત્યની અનિવાર્ય પૂર્વશરત છે. મૃત્યુ પછીના જીવન અંગે લોકોએ ઘડી કાઢેલી માન્યતાઓને રદ કરી દઈ માત્ર ખુદાના સંદેશવાહકોએ જ દર્શાવેલ માન્યતાને સાચી માનવી ફરજિયાત છે.

આ બાબતો ઉપર જે વ્યક્તિનું ઈમાન જેટલું પ્રબળ હશે તેટલો જ પ્રભાવ તેના જીવન ઉપર વર્તાશે. નૈતિક ગુણોના સર્વગ્રાહી વિકાસ માટે આ ઈમાન જરૂરી છે. જે વ્યક્તિઓમાં 'ઈમાન' નથી હોતું તેમના

વ્યક્તિત્ત્વનો સંપૂર્ણ વિકાસ શક્ય હોઈ શકતો જ નથી. ઈમાન વ્યક્તિને દરેક ગુણથી સંપન્ન બનાવે છે અને માનવીના વ્યક્તિત્વનું કોઈ પણ પાસું નૈતિક્તાના પ્રભાવથી અલિપ્ત રહી શકતું નથી. ઈમાન વિના કોઈ વ્યક્તિ ખુદાની તાબેદારી અને આજ્ઞાપાલનનો દાવો કરે અને આ દાવા સામે પોતાના નૈતિક સદ્‌ગુણોને પેશ કરે તો પણ તે વ્યક્તિને મુસ્લિમ કહી શકાય નહીં.



# ૧૧. કુફ્ર અને શિર્ક : કાયમી વિનાશનાં સાધન

કુફ્રનો મૂળ અર્થ છે ઈનકાર કરવો, રદ કરી નાંખવું અને શિર્કનો અર્થ છે ભાગીદાર ઠરાવવું, અલ્લાહના એકત્વને વિભાજીત કરી નાંખવું. પ્રથમ કુફ્ર અંગે જોઈએ :

કુફ્ર એ માનવજીવનનું સૌથી ભયાનક અને ખતરનાક દૂષણ છે, જે તમામ પ્રકારની ખરાબીઓ અને બગાડની જડ સમાન છે. આ શબ્દ ઈમાનના મુકાબલામાં પ્રયોજાય છે. ઈમાનનો અર્થ છે માનવું, કબૂલ કરી લેવું અને કુફ્ર એટલે રદ કરી દેવું, ન માનવું, જરા ઊંડાણથી વિચારીશું તો એ બાબત સ્પષ્ટ થઈ જશે કે માનવીને કુફ્ર કરવા તરફ, ઈનકાર કરવા તરફ—અને તે પણ કોઈ નાનીસૂની વાતનો નહીં—પણ માનવજીવનની સૌથી સરળ, સ્પષ્ટ અને સૌથી વધુ ઊભરાઈને આવતી હકીકતોનો ઈનકાર કરવા તરફ વિશેષ કરીને બુદ્ધિપૂજા, અહંકાર અને હઠાગ્રહ જ દોરી જાય છે. કુફ્ર આચરનાર વ્યક્તિ અલ્લાહની દ્રષ્ટિએ કાફિર કહેવાય છે.

કુફ્રનાં અનેક સ્વરૂપો છે. જેમ કે મૂળેથી ખુદાના અસ્તિત્ત્વનો જ ઈનકાર કરવો, ખુદાના સંદેશવાહકો (પયગમ્બરો), તેમની અગત્ય અને તેમના શિક્ષણને નકારીને માત્ર પોતાની બુદ્ધિને માર્ગદર્શક

માનવી, મૃત્યુ પછી ખુદા સામે હાજર થઈ જીવનનાં આચાર–વિચારનો હિસાબ આપવાને ન માનવું, જન્નત અને દોઝખનો ઈનકાર કરવો, ખુદાઈ ધર્મગ્રંથો અને તે ગ્રંથોની વ્યાજબી હેસિયતને નકારવાં, ખુદાના એક ખાસ, વિશિષ્ટ સર્જન ફરિશ્તાઓના અસ્તિત્વનો અસ્વીકાર કરવો, કિયામત (પ્રલય દિન)નો ઈનકાર કરવો, ખુદાએ આપેલા બંધારણમાંના એકાદ સિદ્ધાંતનું પણ ખંડન કરવું અને ખુદાના આજ્ઞાપાલનનો ગર્વપૂર્વક ઈનકાર કરવો—આ તમામ કુફ્રનાં સ્વરૂપો છે. મનુષ્યને કાફિર બનાવી દેવા માટે ગમે તે એક સ્વરૂપ પણ પૂરતું છે.

કુફ્ર એ એક મહાન અત્યાચાર છે અને તે પણ માનવીનો પોતાની જ પ્રકૃતિ ઉપરનો અત્યાચાર ! માનવીની પ્રકૃતિ તો એવું જ ઈચ્છે છે કે આ મહાન સૃષ્ટિનો એક સર્જનહાર છે. તે જ સૌનો સ્વામી અને પાલનહાર છે, તેથી માનવીએ તેનું આજ્ઞાપાલન કરવું જ જોઈએ અને તેના પ્રત્યે નમ્રતા દાખવવી જ જોઈએ; પરંતુ એક કાફિર પોતાની બુદ્ધિ પાસેથી અને આખા શરીર પાસેથી એની પ્રકૃતિ વિરુદ્ધ કામ કરાવે છે. શું આ અત્યાચાર નથી ? કુફ્ર એ સ્વામીદ્રોહનું વિનાશક સ્વરૂપ પણ છે. મનુષ્ય જે હૃદય, આંખો, દિમાગ, હાથ, પગ, કાન, નાક, જીભ, હવા, પાણી, પ્રકાશ, અનાજ વગેરે સાધનોનો પ્રત્યેક ઘડીએ ઉપયોગ કરતો રહે છે તે મૂલ્યવાન સાધનો ક્યાંથી આવ્યાં છે ? શું મનુષ્યએ સ્વયં તેને મેળવ્યાં છે ? નહીં, બલકે તેનો આપનાર તો એક અલ્લાહ જ છે. હવે જો જે ખુદાએ આ તમામ પ્રકારની વ્યવસ્થાઓ કરી આપી છે તેની જ વાત માનવાનો મનુષ્ય ઈનકાર કરે એ કેવો નીચ કક્ષાનો સ્વામીદ્રોહ છે ? આવા વિદ્રોહીનું પરિણામ જેટલું પણ ખરાબ આવે તેટલું આપણને વાજબી જણાય છે. કારણ કે આવી વિદ્રોહી વ્યક્તિ, કે જે અલ્લાહ અને પરલોકને જ ન માનતી હોય, શું નહીં

કરે ? તેના સ્વાર્થ, ભૌતિક સુખોની લાલસા, શોષણવૃત્તિ અને દુરાચારની કોઈ સીમા હશે ખરી ? કઈ તાકાત તેને દુરાચારથી અને ધરતી ઉપર ફસાદ ફેલાવવાથી રોકી શકે છે ? કુફ્રનાં આ નિર્ધારિત પરિણામો છે, જે એની એક વિકરાળ પોઝિશન તરફ નિર્દેશ કરી જાય છે. કાફિર વ્યક્તિ હકીકતોનો ઈનકાર કરીને ખુદાનું કંઈ જ બગાડી શકતી નથી. કેમ કે, સૃષ્ટિનો ખુદા કોઈના બનાવવાથી ખુદા બન્યો નથી. તે તો અનાદિથી ખુદા છે અને અનંતકાળ સુધી ખુદા રહેશે. ભલે, કોઈ માને યા ન માને. અલબત્ત, કુફ્ર આચરીને મનુષ્ય સ્વયં પોતાનો જ વિનાશ સર્જે છે, એક એવો વિનાશ, જેનો કોઈ જ અંત નહીં હોય.

હવે શિર્કને જોઈએ.

શિર્ક એટલે ભાગીદાર ઠેરવવું. બહુઈશ્વરવાદ, દેવતાવાદ, સર્વ ધર્મ સત્ય હોવાનો વિચાર વગેરે શિર્કનાં અત્યંત પ્રચલિત સ્વરૂપો છે. હકીકત એ છે કે એક ખુદા જ સર્જક છે, સંચાલક છે, પાલનહાર છે, નફા અને નુકસાનનો સ્વામી છે, પૂજા અને બંદગીને લાયક છે; પરંતુ માનવીના મનની નબળાઈ એ છે કે તે જેની ભવ્યતાથી અંજાઈ જાય છે તેમાં દૈવી અંશનું આરોપણ કરી દે છે. માનવીની લાચારી તેને એવી વસ્તુઓને શોધવા તરફ પ્રેરે છે, જે તેની લાચારીને દૂર કરી શકે અને પછી તેની અલ્પ બુદ્ધિ અનુસાર જે તત્ત્વોમાં તેને પોતાના કરતાં વધુ ભવ્યતાનાં દર્શન થયાં તેનાથી તે અંજાયો અને આખરે તેને પૂજવા લાગ્યો. આ રીતે પહાડો, નદીઓ અને સમુદ્રોની પૂજા શરૂ થઈ. એક મુદત પછી માનવીનું લક્ષ આકાશ તરફ ગયું. તારલાં, સૂર્ય અને ચંદ્રની ભવ્યતાથી અંજાઈ માનવીએ એક ખુદા સર્જિત તત્ત્વોની પૂજા શરૂ કરી. જ્યારે માનવી માટે આ તત્ત્વો પણ પૂજા માટે ઓછાં પડયાં તો ગુપ્ત આત્માઓનો વારો આવ્યો; પરંતુ તે આત્માઓ અદ્રશ્ય હોવાને કારણે

માનવીએ પોતાની કલ્પનાને આધારે તેમની મૂર્તિઓ, પ્રતિમાઓ બનાવી અને તેની પૂજા શરૂ કરી દીધી. ખુદાના સંદેશવાહકોએ ફરિશ્તાઓ અંગેની જે સમજણ અને માન્યતા આપી હતી તેને કાળક્રમે વિકૃત કરી નાખીને માનવીએ દેવી–દેવતાઓનું સ્વરૂપ આપી દીધું અને તેમના ચિત્ર–વિચિત્ર આકારો બનાવીને તેને પૂજવાનું શરૂ કર્યું. કેટલાક લોકોએ પોતાના પયગમ્બરને જ ખુદા માનીને તેમની પૂજા શરૂ કરી દીધી, ખુદા અંગેના ખ્યાલોમાં પણ ચિત્ર–વિચિત્ર પ્રકારની ભેળસેળ કરી નાંખી અને બહુઈશ્વરવાદનો આ મામલો ત્યાં સુધી પહોંચ્યો કે લોકો પોતાના અન્ય દેવી–દેવતાઓ, મહાપુરુષો, મૂર્તિઓ વગેરેને ખુદાની સમકક્ષ સમજવાં માંડયાં, આ બનાવટી પૂજ્યોને લાભ–હાનિના અધિકારી અને આજીવિકાના સ્વામીનું પણ સ્થાન મળી ગયું અને જે ગુણો ખુદાને જ માટે ખાસ હતાં તેમાં માનવીએ અનેકને ભાગીદાર ઠેરવી દરેકને ખુદાનું સ્થાન આપી દીધું. –આ ટૂંકી ચર્ચાથી ફલિત થઈ જાય છે કે દેવતાવાદ અને મહાપુરુષોની પૂજા વાસ્તવિક બાબત નથી, પણ માનવસ્વભાવનાં સ્વાર્થ, લાચારી અને નબળાઈ દ્વારા જન્મેલાં મનઘડત અને અંધશ્રદ્ધાભર્યા વિચારો છે. હકીકતમાં તમામ શક્તિઓ અને અધિકારોનો માલિક એક ખુદા જ છે. કુર્આન શિર્કને 'અક્ષમ્ય અપરાધ' તરીકે ઓળખાવે છે, કેમ કે એ મૃત્યુ પછીના જીવનની અનંત નિષ્ફળતા માટે કારણરૂપ છે. કુર્આને કુફ્ર અને શિર્ક બંને દૂષણોને 'સ્પષ્ટ માર્ગ ભ્રષ્ટતા' ગણાવીને માનવજાતને આનાથી બચવાની ઘણી જ તાકીદ કરી છે અને ભારપૂર્વક ચેતવણી આપી છે, કેમ કે, જીવન એવી અમૂલ્ય તક છે, જે ફરી વાર નથી મળતી. જો વ્યક્તિ કુફ્ર કે શિર્કની અવસ્થામાં જ મૃત્યુ પામી તો તેનું પરિણામ એટલું ભયંકર છે જેની કલ્પના માત્રથી આપણા રૂંવાટા ખડા થઈ જાય છે.

☆ ☆ ☆

# ૧૨. કુર્આન : સર્વ માટે સર્વસ્વ

કુર્આન શુદ્ધ ઈલાહી વાણી છે, જેનું અવતરણ માનવંત ફરિશ્તા હઝરત જિબ્રઈલ મારફતે અંતિમ પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર ત્રેવીસ વર્ષના સમયગાળામાં થયું. કુર્આનના ઈલાહી વાણી હોવા અંગે કુર્આનમાં જ અનેક સ્થળે ભારપૂર્વક ઉલ્લેખ થયાં છે. સૂરએ બકરહમાં છે, 'આ તે કિતાબ છે, જેમાં સંદેહને કોઈ જ સ્થાન નથી.' (૨ : ૨) સૂરએ ઈબ્રાહીમમાં છે, 'આ તે કિતાબ છે, જે અમે તમારા ઉપર ઉતારી છે, કે જેથી તમે માનવજાતને અંધકારોમાંથી પ્રકાશ તરફ દોરી લાવો.' (૧૪ : ૨) આ અવકાશી ગ્રંથનો હેતુ માનવજાતનું માર્ગદર્શન, અગાઉના ઈલાહી સંકેતોની જાળવણી અને અલ્લાહના સનાતન ધર્મની પુનઃસ્થાપનાનો છે. કુર્આનનો મહાન–અનુપમ ચમત્કાર એ છે કે તે આજે આશરે ચૌદ સો વર્ષ પછી પણ એ જ સ્વરૂપમાં અક્ષરશઃ સુરક્ષિત છે. એના રક્ષણની જવાબદારી અલ્લાહે પોતે જ લીધેલી છે, જેનો ઉલ્લેખ કુર્આનમાં જ આ પ્રમાણે છે, 'નિઃશંક, આ માર્ગદર્શન (કુર્આન) અમે જ ઉતાર્યું છે અને અમે જ તેના રક્ષક છીએ.' (હિજ્ર : ૯)

માનવજાત પર અલ્લાહની અસંખ્ય કૃપાઓ છે, પરંતુ એની કૃપાનો સૌથી મહાન નમૂનો આ જ કુર્આન છે. આ જ તે પ્રકાશ છે, જે આપણને સીધો માર્ગ બતાવે છે. તેમાં જે વાતોનું વર્ણન કરવામાં આવ્યું છે તે

વાતો સો ટકા પરિપકવ અને અટલ છે. તેની પ્રત્યેક વાત વજનદાર છે. તેની પાછળ હકીકત જ હકીકત છે. તેમાં વર્ણવાયેલા વિષયોનો પાયો અને આધાર તે જ્ઞાન ઉપર છે, જે કાલત્રય અર્થાત્ ભૂત–ભવિષ્ય અને વર્તમાનના જાણકાર તરફથી મળેલ છે. તેનું કોઈ બયાન ગૂંચવાડાભર્યું નથી, કોઈ વાત અદ્ધર, સંદિગ્ધ અને અર્થહીન નથી. એનો કોઈ સિદ્ધાંત એવો નથી, જેને તર્ક અને અનુભવ વડે ખોટો ઠેરવી શકાય. પ્રારંભથી અંત સુધી તે ઉચ્ચ બુદ્ધિમત્તા, રચનાત્મક જ્ઞાન, પ્રભાવશાળી ઉપમાઓ, ન્યાયની શિક્ષા અને સદાચારની આજ્ઞાઓથી ભરપૂર છે. માનવીને ખુદાની આજ્ઞા મુજબ જીવન વીતાવવા માટે જે માર્ગદર્શનની જરૂર છે તે આ અંતિમ આકાશી ગ્રંથમાં ખોલી ખોલીને બયાન કરી દેવામાં આવ્યું છે. માનવજાતને એના જીવનની હકીકત સમજાવવા માટે કુર્આને તે તમામ પદ્ધતિઓ અપનાવી છે, જે પદ્ધતિઓ માનવીના અંતરાત્માને ઢંઢોળી શકે છે. કુર્આનનો અભ્યાસ કરનાર જો તમામ પૂર્વગ્રહોથી મુક્ત હોય તો એના અંતરને અચૂક એવો એહસાસ થશે કે આ ગ્રંથ મારો કેટલો પ્રેમાળ શુભેચ્છક છે, જે મને પ્રેમપૂર્વક ટકોર કરે છે કે, 'હે માનવી ! તને કઈ બાબતે તારા તે માયાળુ પાલનહારથી ભમાવી દીધો, જેણે તને જીવન અર્પણ કર્યું, ફરી તને સુડોળ બનાવ્યો, ફરી તને સંપૂર્ણ (બરાબર) કર્યો !......'

*(૮૧ : ૬, ૭)*

કુર્આન બિન ઈલાહી વાણીની ભેળસેળ કે મિલાવટથી તદ્દન પવિત્ર છે, તેથી તેનું શિક્ષણ દરેક પ્રકારના ભયસ્થાનો અને શંકાઓથી મુક્ત છે. અલબત્ત, કોઈ વ્યક્તિ પોતાની અધૂરી સમજ અને દ્વેષ તથા હઠાગ્રહને કારણે તેમાં શંકાઓ ઉઠાવે તો એનાથી મૂળ હકીકતો પર કોઈ અસર પડી શકતી નથી. માનવજાત પાસેથી પોતાની સ્વાભાવિક અપેક્ષા બયાન કરતાં કુર્આન કહે છે, ''હે લોકો ! પોતાના 'રબ'

(માલિક–અન્નદાતા)ની બંદગી (વફાદારી) સાથે જીવો.....'' (૨ : ૨૧) જો ધર્મગ્રંથની વ્યાખ્યા એ જ સમજવામાં આવે જે આજે પ્રચલિત છે, તો કુર્આન માત્ર એક 'ધર્મગ્રંથ' નથી. તે જીવનનો એક સર્વગ્રાહી કાનૂન છે, જે વ્યક્તિને આધ્યાત્મિક, ભૌતિક, વ્યક્તિલક્ષી અને સામૂદાયિક પાસાં અંગે વિસ્તારપૂર્વક સમજ આપે છે. તેમાં સામાજિક સદાચરણ, વ્યાપાર, લગ્ન, વારસા વહેંચણી, રાજ્ય વ્યવસ્થા, યુદ્ધ, આંતરરાષ્ટ્રીય સંબંધો, તત્વજ્ઞાન, અર્થનીતિ, વિજ્ઞાન અને કળા, ન્યાયતંત્રનું સ્વરૂપ, ખગોળશાસ્ત્ર, શ્રદ્ધા અને માન્યતા જેવી તમામ જીવનલક્ષી બાબતોને આવરી લેવાઈ છે.

અગાઉના ધર્મગ્રંથો અને કુર્આન વચ્ચે અનેક દ્રષ્ટિએ વિશાળ તફાવત છે. અન્ય ધર્મગ્રંથોમાં લોકોએ ઈલાહી વાણી સાથે પોતાના તરફથી ભેળસેળ કરી નાખી છે. કુર્આન સિવાય કોઈ ધર્મગ્રંથ અક્ષરશઃ સુરક્ષિત નથી. અગાઉના અવકાશી ગ્રંથોની મૂળ પ્રતો ગુમ થઈ ચૂકી છે અને માત્ર તેના અનુવાદો રહી ગયા છે, પરંતુ કુર્આન જે શબ્દોમાં ઊતર્યું હતું તે જ શબ્દોમાં આજે મવજૂદ છે. કેટલાક ધર્મગ્રંથો અંગે તો એ જ કોઈને ખબર નથી કે કયા જમાનામાં કયા પયગમ્બર ઉપર ખુદા તરફથી તેમનું અવતરણ થયું હતું ? પરંતુ કુર્આન વિશે એટલા પ્રબળ ઐતિહાસિક પુરાવાઓ મવજૂદ છે કે હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથેના તેના સંબંધ અંગે શંકા સેવી શકાય જ નહીં. કુર્આનની કઈ આયત (શ્લોક) ક્યારે, કયા સ્થળે, કયા કારણસર અને કયા પ્રસંગને અનુલક્ષીને ઊતરી તેની પણ વિગતો મવજૂદ છે. અગાઉના ધર્મગ્રંથો કોઈ ખાસ યુગ કે કોમ માટે આવ્યા હતા એવું તેના અભ્યાસ પરથી લાગે છે, પરંતુ કુર્આનના અભ્યાસ પરથી સ્પષ્ટ રીતે જણાઈ આવે છે કે આ કિતાબ કોઈ ખાસ યુગ કે કૌમ માટે નથી, બલકે કિયામત સુધીની માનવજાત માટે એક સંપૂર્ણ માર્ગદર્શન છે. જાતિ, પ્રદેશ કે યુગની

મર્યાદા વિના કુર્આન સમગ્ર માનવજાતને સંબોધે છે–કુર્આનની આ વિશેષતાઓને કારણે જ, અલ્લાહનું સાચા અર્થમાં આજ્ઞાપાલન કરવા માગતી વ્યક્તિ માટે માત્ર કુર્આનનું અનુસરણ અનિવાર્ય છે. જે કોઈ કુર્આનનું અનુસરણ કરશે તેણે જાણે તમામ અવકાશી ગ્રંથોનું અનુસરણ કર્યું.

કુર્આન એ માત્ર મુસ્લિમોનો ધર્મગ્રંથ નથી, એ સંસારના માનવ–કુળની સહિયારી સંપત્તિ છે. બરાબર એ પ્રકારે, જે પ્રકારે હવા, પાણી અને પ્રકાશ સાર્વજનિક કુદરતી સંપત્તિ છે. ''કુર્આન મારું છે'' એમ કહેવાનો અધિકાર સંસારની પ્રત્યેક વ્યક્તિને છે. કુર્આન એક ધર્મગ્રંથ માત્ર હોવાની માન્યતા રૂઢ થઈ જવાને કારણે જ માનવજાત અને આ દિવ્ય પ્રકાશ (કુર્આન) વચ્ચે પરાયાપણાની એક દિવાર ખડી થઈ ગઈ છે. અલબત્ત, કુર્આનના માર્ગદર્શનથી લાભ તે વ્યક્તિ જ ઉઠાવી શકે છે, જે હકીકતની શોધમાં બેચેન હોય.







# ૧૩. સુન્નહ અને હદીષ : અંતિમ નબીનું જીવન

સૃષ્ટિના સર્જનહારે હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને સમગ્ર માનવજાત માટે અંતિમ પયગમ્બર તરીકે મોકલીને ઇસ્લામને પૂર્ણ કરી દીધો અને ઈસ્લામના આ વિશુદ્ધ શિક્ષણની સુરક્ષાની જવાબદારી પોતાના શિરે રાખી. તાર્કિક દ્રષ્ટિએ પણ, જે માર્ગદર્શન અંતિમ હોય તેનું સુરક્ષિત હોવું બિલકુલ અનિવાર્ય છે. આ વિશુદ્ધ ઈસ્લામી શિક્ષણના બે સ્ત્રોત છે : એક તો ખુદાની અંતિમ કિતાબ કુર્આન અને બીજું અંતિમ પયગમ્બરનું જીવન તથા ઉપદેશ. કુર્આન એ શુદ્ધ ઈલાહી વાણી છે અને તેમાં બિન ઈલાહી વાણીની ભેળસેળને રજમાત્ર અવકાશ રહ્યો નથી. હદીષ અને સુન્નહ (સીરત)નો સંબંધ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનાં જીવન, ઉપદેશ, શિક્ષણ સાથે છે. હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું જીવનચરિત્ર, જીવનના સંજોગો, વાણી અને ઉપદેશ, કાર્ય અને વર્તન એટલાં બધાં સુરક્ષિત છે, જાણે આપે (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ગઈ કાલે જ આપણી વચ્ચેથી વિદાય ન લીધી હોય. આજે આશરે ચૌદ સો વર્ષ વીતી ગયાં પછી પણ ઈતિહાસના આયનામાં હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું જીવનચરિત્ર એટલું બધું સાફ અને સ્પષ્ટ દેખાય છે, જાણે આપણે ખુદ પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમ)નાં જ દર્શન કરી રહ્યા ન હોય ! માનવી પોતાના જીવનના પ્રત્યેક વ્યવહારમાં હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના જીવનથી માર્ગદર્શન મેળવી શકે છે. જગતના કોઈ પણ મહાપુરુષનું જીવનચરિત્ર અને ઉપદેશ આટલી હદે વિશ્વસનીય સ્વરૂપમાં સુરક્ષિત નથી. અહીં સુધી કે બેચાર સદી પહેલાં થઈ ગયેલી કોઈ ઐતિહાસિક વ્યક્તિનું વ્યક્તિત્વ પણ આપણને દંતકથાઓમાં ખોવાયેલું જોવા મળે છે. અંતિમ પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું સમગ્ર જીવન સુરક્ષિત હોવા પાછળ સૃષ્ટિના સર્જનહારનું શાણપણ અને મહા જ્ઞાન કાર્યરત્ છે. કેમ કે, એ મહાન સર્જનહારે જ પયગમ્બરીનો ક્રમ 'સમાપ્ત કરી દીધો છે અને તેણે જ આ ઇસ્લામી શિક્ષણના રક્ષણની જવાબદારી લીધી છે.

કુર્આન અને હદીષ વચ્ચેનો ઔપચારિક ફર્ક એ છે કે કુર્આન એ 'વહી' દ્વારા ફરિશ્તાના માધ્યમથી ઊતરેલું શિક્ષણ છે અને હદીષ એ ખુદાએ, પોતાની વ્યવસ્થા હેઠળ, જે વાતો ફરિશ્તા જિબ્રઈલના માધ્યમ વિના પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના દિલમાં નાંખી તે જ્ઞાનનો સ્ત્રોત છે, જેનો ઉલ્લેખ કુર્આનમાં આ પ્રમાણે છે : ''અને તે પયગમ્બર પોતાની મનેચ્છાથી કંઈ જ કહેતા નથી.......''

*(સૂર : નજમ–૩)*

કેટલાંક પાશ્ચાત્ય વિદ્વાનો કુર્આનને હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ રચિત કૃતિ માને છે તે સદંતર ગલત છે. કુર્આન એ શુદ્ધ ખુદાઈ વાણી છે.

કુર્આન અને હદીષ વચ્ચે અતૂટ સંબંધ છે. આ સંબંધ એટલો સંયુક્ત છે કે બંનેને અલગ પાડવાં જ અશક્ય છે. કોઈ વ્યક્તિ કુર્આનને માને અને હદીષ તથા સુન્નહનો ઈનકાર કરે તો તેને ઈસ્લામની સાચી સમજ

મળી શકતી જ નથી. કેમ કે, હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું જીવન અને ઉપદેશ એ કુર્આનના વિવરણ સમાન છે. કુર્આનની કોઈ પણ બાબતને સમજવા માટે હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના જીવન તરફ વળવું ફરજિયાત છે. જેમ કે, કુર્આન માત્ર એટલું જ કહે છે કે 'નિર્ધારિત સમયોમાં નમાઝ અદા કરો.' કઈ પદ્ધતિએ નમાઝ પઢવી તેની વિગતો કુર્આનમાં નથી, પરંતુ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કઈ રીતે નમાઝ અદા કરતા હતા તેની વિગતો આધારભૂત સંદર્ભો સાથે મવજૂદ છે. કુર્આન અને હદીષ વચ્ચેનાં આ સમાંતર, સિદ્ધાંતિક અને વ્યાવહારિક સંબંધને જોવાથી સ્પષ્ટ થઈ જાય છે કે ખુદાના આજ્ઞાપાલન માટે બંનેનું સંયુક્ત પાલન અનિવાર્ય છે. જો બેમાંથી એકને પણ છોડી દેવાય તો માર્ગદર્શન પામવાને બદલે માર્ગભ્રષ્ટ થઈ જવાનો સંપૂર્ણ ભય છે.

હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું જીવનચરિત્ર અને શિક્ષણ ત્રણ આધારભૂત માધ્યમો દ્વારા અલ્લાહે સુરક્ષિત કરી દીધું :

૧. મુસ્લિમ સમાજના સતત આચરણ અને અમલ દ્વારા.

૨. લેખિત યાદીઓ અને પુસ્તિકાઓ દ્વારા.

૩. યાદશક્તિની સહાયથી રિવાયતો અર્થાત્ કંઠોપકંઠ અને ભણવા–ભણાવવાની પ્રવૃત્તિ દ્વારા.

–પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના જીવનચરિત્રને એકત્ર કરવા માટે પ્રારંભના મુસ્લિમોએ એટલી ચોકસાઈ, ચીવટ અને શ્રમ દાખવ્યાં કે એનાથી વધારે ચોકસાઈ અને શ્રમ એક મનુષ્યના કાબૂમાં ન હતાં. પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સાથીઓ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પ્રત્યેક વર્તનને

ધ્યાનપૂર્વક નિહાળતાં, આપના શબ્દોને ખૂબ જ એકાગ્રતાથી સાંભળતા. પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એટલા સાફ અને શાંતિપૂર્વક ઉપદેશ ફરમાવતા કે અક્ષરશ : લખી શકાય. હાજરજનોમાંથી અનેક માનવંત સાથીઓ હુઝૂર પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના વચન અને વર્તનને લખી લેતા. પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના નીતિરીતિ અંગે હાજરજનો અન્ય લોકોને પણ જણાવી દેતાં, જેથી દરેક વ્યક્તિ એ મુજબ વર્તે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના અનેક સાથીઓએ આ પ્રકારે અનેક વચનો કંઠસ્થ કરી લીધાં અને લખી લીધાં. આ રીતે ઈસ્લામના અંતિમ પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું સમગ્ર જીવનચરિત્ર એના મૂળ સ્વરૂપમાં આપણી સમક્ષ છે. હિજરી સનની ત્રીજી સદીમાં હદીષોનું અત્યંત ચીવટપૂર્વક સંપાદન થયું. આ એ સમયગાળો હતો, જેમાં હદીષના નિષ્ણાતોએ હદીષના સંપાદન કાર્યમાં પોતાનું જીવન રેડી દીધું અને એટલો પરિશ્રમ કર્યો જેટલો એમના કાબૂમાં હતો. આ વિષયમાં ખાસ કરીને ઈમામ માલિક (રહ.), ઈમામ બુખારી (રહ.), ઈમામ મુસ્લિમ (રહ.), ઈમામ અબૂ દાવૂદ (રહ.), ઈમામ તિરમિઝી (રહ.), ઈમામ નસાઈ (રહ.) અને ઈમામ ઈબ્ને માજહ (રહ.)ના પુસ્તકો પ્રમાણિત માનવામાં આવે છે. હઝરત ઈમામ બુખારી (રહ.) ( હિ. ૧૯૪–હિ. ૨૫૬)એ ૭૨૭૫ હદીષોનો અત્યંત આધારભૂત સંગ્રહ 'સહીહ બુખારી શરીફ' તૈયાર કર્યો. હઝરત ઈમામ મુસ્લિમ (રહ.) (હિ. ૨૦૪–હિ. ૨૬૧)એ ૭૪૨૨ હદીષોનો સંગ્રહ 'સહીહ મુસ્લિમ શરીફ' તૈયાર કર્યો. હઝરત ઈમામ તિરમિઝી (રહ.) (હિ. ૨૦૯ થી ૨૭૯)એ આધારભૂત હદીષોનો સંગ્રહ 'તિરમિઝી શરીફ'નું સંપાદન કર્યું. હઝરત ઈમામ અબૂ દાવૂદ (રહ.) (હિ. ૨૦૨ થી ૨૭૫)એ ૪,૮૦૦ હદીષોનો મૂલ્યવાન સંગ્રહ 'સુનને અબૂ દાવૂદ'નું

સંપાદન કર્યું. હઝરત ઈમામ ઈબ્ને માજહ (રહ.) (હિ. ૨૦૯ થી ૨૭૩)એ પરિશ્રમપૂર્વક ''સુનને ઈબ્ને માજહ'' નામનો હદીષ સંગ્રહ સંપાદિત કર્યો. હઝરત ઈમામ નસાઈ (રહ.) (હિ. ૨૧૫ થી ૩૦૩)એ 'નસાઈ શરીફ'નું સંપાદન કર્યું. હઝરત ઈમામ માલિક (રહ.) (હિ. ૯૩ થી ૧૭૯)નો સંગ્રહ ''મુઅત્તા ઈમામ માલિક'' પણ હદીષનો આધારભૂત ગ્રંથ ગણાય છે. આ ઉપરાંત, અનેક વિદ્વાનોએ પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નાં જીવન અને કથનો અંગેના મૂલ્યવાન સંગ્રહો તૈયાર કર્યા.

કુર્આનમાં અનેક ઠેકાણે પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના જીવનની અગત્યનો ઉલ્લેખ છે. જેમ કે, 'સૂરએ નિસાઅ'માં છે, ''રસૂલ જે આદેશ આપે તે સ્વીકારી લો અને જેની મનાઈ કરે તેને ત્યજી દો.'' –આમ, કુર્આન અને હદીષના શિક્ષણનું સમાંતર અનુસરણ એ જ ખુદાના આજ્ઞાપાલનનું સાચું સ્વરૂપ છે.

માત્ર કુર્આન કે માત્ર હદીષ દ્વારા ઈસ્લામનું સંપૂર્ણ સ્વરૂપ અને બંધારણ સમજમાં આવી શકતું નથી. કુર્આનના આદર્શોનું વ્યવહારિક સ્વરૂપ આપણને પયગમ્બરના જીવનમાં જોવા મળે છે.







# ૧૪. ઈસ્લામ : સૃષ્ટિનો એક માત્ર ધર્મ

આપણી પ્રકૃતિ જ્યારે આપણને એ વિશ્વાસ અપાવે છે કે આ ચમત્કારિક સૃષ્ટિનો સર્જનહાર એક જ છે ત્યારે આપણા માટે એ હકીકત સમજવામાં કોઈ અવરોધ નથી રહેતો કે જો આ સર્જનહાર એક જ હોય તો એણે માનવીના માર્ગદર્શન માટે ઉતારેલ સિદ્ધાંત પણ એક જ હોઈ શકે. આ સિદ્ધાંત અર્થાત્ ધર્મ અનેક હોવાની માન્યતા રાખવી એ માનવીની પ્રકૃતિ સામે યુદ્ધનું એલાન કરવા બરાબર છે. અગર કોઈને પોતાની મૂલ્યવાન બુદ્ધિનો ઉપયોગ કરવાનો સમય કે ઈચ્છા ન હોય તો તેનો અર્થ એવો નથી કે મૂળેથી ધર્મને જ નકારી દેવામાં આવે યા બધા જ ધર્મો સત્ય હોવાની છેતરામણી થિયરીઓ ઘડવામાં આવે. ન્યાયનો તકાજો એ છે કે બુદ્ધિનો સદ્ઉપયોગ કરીને કયો ધર્મ સાચો છે તે શોધવાના પ્રયત્નો કરવા જોઈએ, ન કે શાહમૃગી વૃત્તિ અપનાવીને પોતાના હાથે જ પોતાનો વિનાશ વહોરવો જોઈએ. કારણ કે એ પ્રકારના વલણોથી મૂળ હકીકતો બદલાઈ શકતી નથી. પ્રયત્નો હકીકતને પામવાના જ થવાં જોઈએ, ભલેને ધર્મ અંગેના મતભેદોનો અંત આવે કે ન આવે.

પૂર્વગ્રહોથી મુક્ત થઈને વિચારવું પ્રત્યેક માનવીની ફરજ છે. એ તો કયાંથી શક્ય હોય કે અલ્લાહ એક હોય પણ તેના માર્ગ અનેક હોય ? આ દુનિયામાં પણ કોઈ વ્યક્તિ એકી સાથે બે પ્રકારના વિરોધાભાસી અભિપ્રાયોની સમર્થક કે સ્થાપક હોઈ શકતી નથી.

દા. ત. એક માણસ એમ કહે છે કે અલ્લાહ જ સત્ય છે. તેના આ શબ્દો સ્વયં સ્પષ્ટ કરી દે છે કે આ માણસ આ તકે નાસ્તિક હોઈ શકતો નથી. કેમ કે, અલ્લાહ શ્રદ્ધા અને નાસ્તિકતા પરસ્પર વિરોધાભાસી વિચારો છે. દુનિયામાં સામ્યવાદની સ્થાપના કરનાર મૂડીવાદનો હિમાયતી હોઈ શકે છે ? લોકશાહીનો ઝંડાધારી સરમુખત્યારશાહીનો સમર્થક હોઈ શકે ખરો ? જ્યારે એક માનવીની બુદ્ધિ એકી સાથે બે પ્રકારના વિરોધાભાસી વલણોનું સમર્થન કરી શકતી નથી તો શું તે મહાન અલ્લાહ, જેની બુદ્ધિમત્તાના ખજાનાઓ સામે માનવીના જ્ઞાનની કોઈ જ વિસાત નથી તે કેવી રીતે એકી સાથે અનેક પ્રકારના વિરોધાભાસી વિચારોને માન્ય રાખી શકે છે ? આપણી ફિતરત—પ્રકૃતિ આપણને પોકારી પોકારીને કહે છે કે આવું બનવું એ તો સંસારની સૌથી વધુ અશક્ય બાબત છે.

હવે એ નક્કી કરવું જરૂરી છે કે કયો માર્ગ, કયો ધર્મ વાસ્તવમાં ખુદાદત્ત છે, કે જેને અપનાવીને જીવનને સફળ બનાવી શકાય. આ બાબત નક્કી કરવા માટે આપણે બુદ્ધિને કેટલાક પાયાના પ્રશ્નો પૂછી લેવા જોઈએ. જેમ કે, કયા ધર્મમાં ખુદા અંગેનો ખ્યાલ એકદમ સ્પષ્ટ, સાદો અને સરળ છે, જે સૌથી વધુ બુદ્ધિગમ્ય હોય ? કયા ધર્મના મહાપુરુષ (સ્થાપક) કોણ છે ? તેમના જીવનની વિગતો સુરક્ષિત છે ખરી ? કયો ધર્મ ખુદાના તમામ સંદેશવાહકોને સરખી દ્રષ્ટિએ સન્માન આપે છે ? મૃત્યુ પછીના જીવન અંગે કયા ધર્મનો દ્રષ્ટિકોણ એકદમ સ્પષ્ટ અને બુદ્ધિગમ્ય છે ? કયા ધર્મનો ઈલાહી ગ્રંથ સંપૂર્ણ સુરક્ષિત છે ? અને કયા ધર્મગ્રંથના સિદ્ધાંતો એકદમ સ્પષ્ટ અને બુદ્ધિગમ્ય છે ? કયો ધર્મ એક જીવનવ્યવસ્થાનું સ્વરૂપ ધરાવે છે ? કયો ધર્મ સમયના પડકારોને ઝીલવાની શક્તિ ધરાવે છે ? કયો ધર્મ માનવીની પ્રકૃતિની માવજત કરતાં કરતાં 'અધ્યાત્મ' અને 'સંસાર'ને અલગ અલગ નથી

પાડતો? તમામ પૂર્વગ્રહોને મનમાંથી ખંખેરી દઈ જો કોઈ આ સવાલોના જવાબ મેળવવા મથશે તો અવશ્ય તેના ઉપર હકીકત રોશન થઈ જશે, કેમ કે ખુદા પોતાના બંદાને જબરદસ્તીથી માર્ગભ્રષ્ટ નથી કરતો.

ઈસ્લામનો દાવો છે કે તે જ સૃષ્ટિનો એક માત્ર સનાતન અને સાચો ધર્મ છે અને સંસારમાં જે અન્ય ધર્મો પ્રચલિત છે, તે સર્વ ઈસ્લામનાં જ વિકૃત સ્વરૂપો છે યા તો માનવીએ ઘડેલાં 'વાદ' છે. કેટલાક લોકો ઈસ્લામના આ દાવાને કંઈક એવો જ દાવો સમજી લે છે, જેમ કે દરેક ધર્મ પોતે જ સાચો હોવાનો દાવો કરે છે. સારી રીતે સમજવું જોઈએ કે ઈસ્લામનો આ દાવો આ પ્રકારનો હરગિઝ નથી. કેટલાક લોકો આ ગેરસમજને કારણે એવું કહેતા સંભળાય છે કે, ''ધાર્મિક માણસોની મોટામાં મોટી નબળાઈ એ છે કે એમને પોતાનો ધર્મ સર્વશ્રેષ્ઠ છે એમ લાગે છે, એટલું જ નહિ, બીજા પણ એમ માને તેવો તેમનો પ્રયત્ન હોય છે;'' પરંતુ આવું કહેનાર વ્યક્તિઓને એ હકીકતની ખબર જ નથી હોતી કે મુસ્લિમો ઈસ્લામને જ સાચો માને છે. તેનું કારણ માત્ર એટલું જ નથી કે તેઓ ઈસ્લામના અનુયાયી છે. તેનું એક મજબૂત કારણ એ પણ છે કે ઈસ્લામ તે તમામ સવાલો પર સંપૂર્ણ ઊતરે છે, જે ''કયો ધર્મ સાચો'' તે શોધતી વેળા આપણી બુદ્ધિ ઉઠાવે છે. ઈસ્લામ પાસે ખુદા અંગે શુદ્ધ—સરળ અને સાદો ખ્યાલ છે, જે સંસારના કોઈ પણ ધર્મ પાસે નથી. ઈસ્લામના અંતિમ પયગમ્બરના જીવનની તમામ વિગતો સંપૂર્ણ સુરક્ષિત છે. સંસારના કોઈ પણ ધર્મપુરુષના જીવનની વિગતો આટલી સુરક્ષિત જોવા મળતી નથી. ઈસ્લામે ખુદાના તમામ સંદેશવાહકો પર સમાન રીતે શ્રદ્ધા લાવવાનું ફરજિયાત ઠેરવ્યું છે. મૃત્યુ પછીના જીવન અંગે ઈસ્લામ પાસે સ્પષ્ટ હકીકત છે, જે એટલી બધી બુદ્ધિગમ્ય છે કે આપણી પ્રકૃતિ તેની સત્યતાને સ્વીકારવા લાચાર થઈ જાય છે. ઈસ્લામનો ખુદાદત્ત અંતિમ ગ્રંથ કુર્આન એના મૂળ

સ્વરૂપમાં આજે સુરક્ષિત છે, જે એક માત્ર કુર્આનની જ વિશેષતા છે. કુર્આનના સિદ્ધાંતોમાંથી એક પણ સિદ્ધાંત એવો નથી, જેનું આચરણ કરવું માનવી માટે કોઈ પણ યુગમાં અશક્ય હોય. ઈસ્લામે માનવીને જીવનની પ્રત્યેક પ્રવૃત્તિ માટે એક ચોક્કસ આચારસંહિતા આપી છે અને આદેશ આપ્યો છે કે ખુદાએ જમીન અને આકાશોમાંની બધી જ વસ્તુઓ માનવી માટે બનાવી હોવાથી સંસારથી દૂર ભાગવાની અને ઉચિત મોજશોખને પોતાના માટે હરામ ઠેરવી લેવાની કોઈ જ જરૂર નથી. ઈસ્લામનું નામ જ એક પ્રાકૃતિક વ્યવસ્થાને સ્વયં અભિવ્યક્ત કરે છે. સંસારના અન્ય પ્રચલિત ધર્મો ચોક્કસ વ્યક્તિ વિશેષ તરફ નિર્દેશાયેલાં છે યા તો કોઈ સ્થાપક વિનાના જ લાવારિસ અવસ્થા ભોગવે છે. ઈસ્લામ જાતિ, રંગ, વંશ કે પ્રદેશના ભેદભાવો વિના સમગ્ર માનવ– જાતને ખુદાના આજ્ઞાપાલન તરફ બોલાવતો ધર્મ છે.

આ હકીકતોને કારણે જ, ઈસ્લામ એક માત્ર સાચો ધર્મ હોવાનો દાવો, આ પ્રકારના અન્ય દાવાઓથી સાવ અલગ પડી જાય છે અને સ્પષ્ટ થઈ જાય છે કે ઈસ્લામ હુકમના જોરે પોતાની સચ્ચાઈ મનાવવા માંગતો નથી, બલકે તેની પાસે પોતાની સત્યતા માટે અનેક બુદ્ધિગમ્ય દલીલો છે.







# ૧૫. સંસારનાં ધર્મપુરુષો અંગે ઈસ્લામનું વલણ

સાધારણ રીતે લોકોમાં એવી ગેરસમજ વ્યાપકપણે ફેલાઈ ગઈ છે કે ઈસ્લામની સ્થાપના હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કરી. શાળાના પાઠયપુસ્તકોમાં, સામાન્ય જ્ઞાનના સાહિત્યમાં અને ઈતિહાસના ગ્રંથોમાં જ્યાં જ્યાં પણ ઈસ્લામનો ઉલ્લેખ છે ત્યાં ત્યાં હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો પણ ઉલ્લેખ એ રીતે કરવામાં આવ્યો છે, જાણે ઈસ્લામની શરૂઆત જ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) દ્વારા થઈ હોય. વાસ્તવમાં આ એક મહાન અને ગંભીર ગેરસમજ છે. ઈસ્લામ એ ખુદાનો દીન (ખુદાદત્ત વ્યવસ્થા) છે. પૃથ્વીના પટ ઉપર માનવકુળમાં ઈસ્લામનો ઈતિહાસ એટલો જ પ્રાચીન છે જેટલો માનવનો ઈતિહાસ. સંસારના પ્રથમ માનવી (માનવપિતા) હઝરત આદમ (અલયહિસ્સલામ) એ ઈસ્લામના પ્રથમ પયગમ્બર છે અને માનવકુળમાં ઈસ્લામના સ્થાપક પણ. ઈસ્લામનો અર્થ 'ખુદાનું આજ્ઞાપાલન' એવો થાય છે. જુદા જુદા યુગોમાં, વિભિન્ન સ્થળોએ જ્યાં પણ માનવજાતિ ખુદાના આજ્ઞા-પાલનથી વિમુખ થઈ ત્યાં ખુદાએ પયગમ્બરને મોકલ્યા. સંસારની જાતિઓમાં અનેક પયગમ્બરો આવ્યા અને તે સૌએ લોકોને ખુદાના આજ્ઞાપાલન (ઈસ્લામ)નો સંદેશ આપ્યો. આમ, ઈસ્લામ એક માત્ર

હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ધર્મ નથી અને તેથી ઈસ્લામ માટે ''મોહમેડનીઝમ'' શબ્દ પ્રયોજવો તદ્દન ખોટો છે. આ શબ્દનું ઈસ્લામી શબ્દકોશમાં કોઈ જ સ્થાન નથી. હકીકત એ છે કે લોકો જે ઈસ્લામને આજે હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) દ્વારા શરૂ થયેલો ધર્મ માને છે તે હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) દ્વારા પૂર્ણ થયો છે. હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ખુદાના અંતિમ પયગમ્બર છે અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું માર્ગદર્શન તથા જીવનસંદેશ પણ અંતિમ છે. કુર્આન સ્પષ્ટ શબ્દોમાં આ હકીકતનું એલાન કરતાં ફરમાવે છે, ''નિઃશંક, ધર્મ તો ખુદાના નજદીક ઈસ્લામ જ છે.'' (સૂરએ આલિ ઈમરાન, આ. ૧૯) અને સૂરએ શૂરામાં છે, ''તેણે તમારા માટે દીનની તે પદ્ધતિ નક્કી કરી છે જેનો આદેશ તેણે નૂહ (અલૈ.)ને આપ્યો હતો અને જેને (હે મુહમ્મદ !) અમે તમારી તરફ 'વહી' મારફત મોકલી છે અને જેનો આદેશ અમે ઈબ્રાહીમ અને મૂસા અને ઈસાને આપી ચૂક્યા છીએ, આ તાકીદ સાથે કે દીનને કાયમ કરો અને તેના મામલામાં વહેંચાઈ ન જાઓ.'' (શૂરા આ. ૧૩) –સ્પષ્ટ થઈ ગયું કે ઈસ્લામ એ ખુદાના તમામ પયગમ્બરોનો જીવનમાર્ગ અને જીવનસંદેશ રહ્યો છે. ઈસ્લામ એ વાત સાથે હરગિઝ સહમત નથી કે ખુદાના પયગમ્બરોએ અલગ અલગ પ્રકારના સિદ્ધાંતો સ્થાપ્યા. ઈસ્લામી દ્રષ્ટિકોણ અનુસાર સેંકડો વર્ષ અગાઉ થઈ ગયેલા ધર્મપુરુષો (પયગમ્બરો)ના મૂળ સંદેશને સ્વાર્થી માનવીઓએ વિકૃત કરી નાખ્યો છે અને તેમાં અનેક બાબતોની ભેળસેળ કરીને અવનવા 'ધર્મો' ઘડી કાઢયાં છે. ઈસ્લામના મતે ખુદાના અનેક પયગમ્બરો (જેમ કે, હઝરત ઈસા અલૈ.)નો વાસ્તવિક જીવનસંદેશ તે નથી, જેને લોકોએ આજે તેઓના નામ સાથે સાંકળી દીધો છે. આજે સંસારમાં દરેક ધર્મના અનુયાયીઓ પોતાના

ધર્મપુરુષોના અનુસરણનો દાવો કરે છે. રામ, કૃષ્ણ, બૌદ્ધ, મહાવીર સ્વામી, કન્ફ્યુશિયષ, અષો જરથુસ્ત, સોક્રેટીસ વગેરેના નામો વિભિન્ન ધર્મના સ્થાપક તરીકે અને ધર્મવિજ્ઞાનીઓ તરીકે પ્રચલિત છે. આ મહાપુરુષો વાસ્તવમાં કોણ હતા ? શું એમનો જીવનસંદેશ સુરક્ષિત હોવા માટે કોઈ દલીલો છે ખરી ? આ મહાપુરુષોમાંથી અમુકના નામ સાથે તો કેટલીક એવી 'કથાઓ' પણ જોડાયેલી છે, જે એક ધર્મપુરુષના વ્યક્તિત્વને શોભતી નથી. સંસારના ધર્મપુરુષો અંગે કુર્આનનું વલણ એટલું સ્પષ્ટ, ન્યાયોચિત અને બુદ્ધિગમ્ય છે કે કોઈ પણ સમજદાર વ્યક્તિને એની પ્રામાણિક્તા ઉપર કુરબાન થઈ જવાનું મન થાય. કુર્આન સ્પષ્ટ શબ્દોમાં કહે છે,

(૧) ''અને અલબત્ત, અમે સંસારની પ્રત્યેક જાતિમાં રસૂલ મોકલ્યો છે, એ સંદેશ આપવા માટે કે માત્ર એક ખુદાની ઈબાદત કરો અને જૂઠા પૂજ્યો (મઅબૂદો)થી બચો.'' *(સૂર : નહ્લ : ૩૬)*

(૨) ''અને સંસારની પ્રત્યેક જાતિ માટે માર્ગદર્શક થયો છે.''

*(સૂર : રઅદ : ૭)*

(૩) ''જેમની સમક્ષ ડરાવનાર ન મોકલાયો હોય એવી કોઈ પ્રજા નથી.'' *(સૂર : ફાતિર : ૨૪)*

(૪) ''અલબત્ત, (હે મુહમ્મદ !) તમારા પહેલાં પણ સંદેશવાહકો મોકલવામાં આવેલા, એ પૈકીના કેટલાક વિશે તમને અમે કહ્યું છે અને કેટલાક વિશે નથી કહ્યું.'' *(સૂર : મુઅમિન : ૭૮)*

—આ કુર્આની સ્પષ્ટતાને કારણે મુસલમાનો હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અગાઉ થઈ ગએલા સંસારના કોઈ પણ ધર્મપુરુષ (રામ, કૃષ્ણ, બૌદ્ધ, મહાવીર, સોક્રેટીસ, અષો જરથુસ્ત,

કન્ફ્યુશિયષ વગેરે) અંગે કશું જ અણછાજતું કે અશોભનીય વચન ઉચ્ચારી શકે નહીં. પ્રબળ શક્યતા છે કે આ મહાપુરુષો પણ ખુદાના પયગમ્બરોમાંથી હોય અને પાછળથી એમના અનુયાયીઓએ એમના શિક્ષણને વિકૃત કરીને નવો ધર્મ બનાવી લીધો હોય. અલબત્ત, મુસલમાનો ખાત્રીપૂર્વક આ ધર્મપુરુષોને ખુદાના પયગમ્બર માની શકે નહીં, કેમ કે કુર્આને યા તો હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બુદ્ધ, જરથુસ્ત, રામ, કૃષ્ણ વગેરેના નામ સાથે ઉલ્લેખ કર્યો નથી. મુસલમાનો આ ધર્મપુરુષોને સદંતર નકારી કાઢવાનું જોખમ ઉઠાવી શકે નહીં. કેમ કે, એનાથી મુસલમાનના ઈમાનની સલામતી ભયમાં મૂકાઈ જવાની શક્યતાઓ રહેલી છે. ખુદાના તમામ સંદેશવાહકો ઉપર શ્રદ્ધા લાવવી એ મુસ્લિમ બનવા માટેની પૂર્વશરતોમાંથી એક અત્યંત અગત્યની શરત છે. જેમ કે, કુર્આન કહે છે :

(૧) ''પ્રત્યેક (મુસ્લિમ) અલ્લાહ, ફરિશ્તાઓ, અલ્લાહના ગ્રંથો અને તેના સંદેશવાહકોમાં શ્રદ્ધા ધરાવે છે, (અને કહે છે કે) અમે ખુદાના સંદેશવાહકો વચ્ચે ભેદ પાડતા નથી.'' *(બકરહ : ૨૮૫)*

(૨) ''હે ઈમાનવાળાઓ ! શ્રદ્ધા લાવો અલ્લાહ પર અને તેના સંદેશવાહક ઉપર અને તે ગ્રંથ ઉપર જે તેણે પોતાના સંદેશવાહક (મુહમ્મદ)ને આપ્યો અને તે ગ્રંથો ઉપર જે અગાઉના સંદેશવાહકોને આપવામાં આવ્યાં અને જે કોઈ ખુદા અને તેના ફરિશ્તાઓ અને તેના ગ્રંથો અને તેના સંદેશવાહકો અને પરલોકનો ઈનકાર કરશે તે બહુ દૂરની ગુમરાહી (માર્ગભ્રષ્ટતા)માં જઈ પડયો.''

*(સૂર : નિસાઅ : ૧૩૬)*

(૩) ''અને જે લોકો અલ્લાહ અને તેના સઘળાં સંદેશવાહકો ઉપર

શ્રદ્ધા લાવ્યા અને તેઓમાંથી કોઈની પણ વચ્ચે ભેદ પાડયો નહીં તેઓને ખુદા જરૂર તેમનો બદલો આપશે.'' *(નિસાઅ : ૧૫૨)*

(૪) ''નિઃશંક, જે લોકો અલ્લાહ અને તેના રસૂલોનો ઈનકાર કરે છે અને અલ્લાહ અને તેના રસૂલો વચ્ચે ભેદ પાડવા ચાહે છે અને કહે છે કે અમે તે રસૂલો પૈકી અમુકને માનીએ છીએ અને અમુકને નથી માનતા અને તેઓ ચાહે છે કે એના વચ્ચેનો અન્ય કોઈ માર્ગ બનાવીએ, તેઓ જ પાકા નાસ્તિક છે અને નાસ્તિકો માટે અમે ધૃણાજનક સજા તૈયાર કરી રાખી છે.'' *(નિસાઅ : ૧૫૦, ૧૫૧)*

કુર્આનની આ સ્પષ્ટ આયતોને કારણે કુર્આનના મહાન ભાષ્યકારો એ બાબત અંગે અત્યંત સચેત છે કે સંસારના કોઈ પણ ધર્મપુરુષ અંગે વિના વિચાર્યે, બેધડક અભિપ્રાય ન આપવામાં આવે. મહાન મુસ્લિમ વિદ્વાનોએ સદા એવી શિખામણ આપી છે કે સંસારના ધર્મપુરુષો કે જેમનો ઉલ્લેખ કુર્આનમાં નથી, એકદમ ચૂપકીદી સેવવામાં આવે. શક્ય છે કે તેઓ ખુદાના પયગમ્બરોમાંથી હોય. મહાન મુસ્લિમ વિદ્વાન હઝરત અલ્લામા સય્યિદ સુલયમાન નદવીએ ૧૯૩૨ ઈસ્વીમાં ''રસૂલે વહદત'' વિષય ઉપર આપેલા એક પ્રવચનમાં બોલતાં કહ્યું હતું, ''એક મુસ્લિમ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સાથે દુનિયાના તમામ પયગમ્બરોને ન માને તો તે મુસ્લિમ થઈ જ શકતો નથી. મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સંસારના તમામ પયગમ્બરોને સરખી રીતે જ ખુદાના સત્ય સંદેશવાહક માનવાની તાલીમ આપી છે. ઇસ્લામમાં જો કે, પયગમ્બરોની કોઈ ખાસ સંખ્યા મુકર્રર નથી છતાં કુર્આને પાકમાં તેમના બે પ્રકાર બતાવવામાં આવ્યા છે. એક તે, જેમના નામોનો ખુલાસો કુર્આનમાં કરવામાં આવ્યો છે અને બીજા તે જેમના નામ કુર્આને બતાવ્યાં નથી. બીજા પ્રકારના

પયગમ્બરોમાં ગ્રીસના સોક્રેટીસ, ઈરાનના જરથોસ્ત, હિન્દુસ્તાનના રામચંદ્રજી, શ્રીકૃષ્ણ અને ગૌતમબુદ્ધ તથા ચીનના કન્ફ્યુશિયષ વિગેરેનું અનુમાન લગાવી શકાય, કારણ કે કુર્આને સ્પષ્ટ રીતે કહ્યું છે કે દરેક પ્રજામાં પયગમ્બરો આવ્યા છે. જો કે, આપણે નક્કરપણે એવી વિભૂતિઓને ખુદાના પયગમ્બર તરીકે જ ઠેરવી શકતાં નથી. કારણ કે આપણી પાસે નક્કરપણે ઠેરવવાનું એક જ સાધન ''વહીએ મુહમ્મદી'' (કુર્આન) છે અને તે આ બીજા પ્રકારના પયગમ્બરોના નામો નક્કી કરતી નથી. છતાં, પ્રત્યેક મુસ્લિમ માટે જેમના નામો બતાવાયા છે તેમને સ્પષ્ટ રીતે અને જેમના નામ નથી બતાવાયા તેમને મોઘમ રીતે ખુદાના સાચા પયગમ્બર માનવા અનિવાર્ય છે.''

*(પુસ્તિકા 'રસૂલે વહદત', પાનું–૧૩)*



# ૧૬. ઉત્ક્રાંતિવાદ : હકીકતની ક્રૂર મજાક

અંગ્રેજ જીવશાસ્ત્રી ચાર્લ્સ રોબર્ટ ડાર્વીને ઈ. સ. ૧૮૫૮માં ઉત્ક્રાંતિવાદનો સિદ્ધાંત રજૂ કર્યો. તેણે લગાતાર ત્રીસ વર્ષ સંશોધનો કરીને એવું પુરવાર કર્યું કે અમુક રાસાયણિક તત્ત્વોની કુદરતી પ્રક્રિયાઓમાંથી યુગો પહેલાં આપમેળે સુક્ષ્મ જીવસૃષ્ટિનું સર્જન થયું. વાતાવરણ અને બાહ્ય સંજોગોને કારણે એ સજીવોનો વિકાસ થતો ગયો અને કાળક્રમે ઉત્ક્રાંતિના આ તબક્કાઓમાંથી માનવીનું સર્જન થયું. ઉત્ક્રાંતિવાદ (Theory of Evolution) અનુસાર, પૃથ્વીના પરિવર્તનશીલ વાતાવરણને અનુકૂળ થવા પ્રત્યેક સજીવના દૈહિક માળખામાં પરિવર્તન થતું રહે છે, પરિણામે વ્યક્તિગત કે જાતિગત લક્ષણોમાં પણ ક્રમિક ફેરફારો થતા રહે છે અને સજીવની એક નવી જાતિ અસ્તિત્ત્વમાં આવે છે. ચાર્લ્સ ડાર્વીને આ સિદ્ધાંતના પુરાવાઓ તરીકે વિશેષ કરીને પુરાતત્ત્વીય તથ્યોનો આશરો લીધો છે.

ડાર્વીનનો આ સિદ્ધાંત તે લોકોમાં ઘણો જ લોકપ્રિય થઈ પડયો છે, જેઓ જીવનને મનેચ્છાઓ સંતોષવાનું સાધન સમજે છે અને જેઓ પોતાના આચાર–વિચાર માટે પોતાને કોઈની સામે જવાબદાર સમજવા તૈયાર નથી. ઉત્ક્રાંતિવાદને વ્યાપક આવકાર મળવાનું કારણ આ જ છે. માનવી જ્યારે બુદ્ધિપૂજા અને અહંકારને કારણે જીવનની સરળ હકીકતોનો ઈન્કાર કરી દે છે ત્યારે લાચાર બનીને એને જીવનની મનઘડત હકીકતોનો સ્વીકાર કરવો જ પડે છે. કારણ કે માનવીની

પ્રકૃતિ સ્વયં જીવનની હકીકત શોધવા બેચેન હોય છે અને જ્યારે એને સાચી હકીકત નથી મળતી ત્યારે એ ખોટી હકીકતોને પણ માની લેવા તૈયાર થઈ જાય છે. કેમ કે, જીવનની હકીકત પામવાની માનવપ્રકૃતિની બેચેની જ એટલી તીવ્ર હોય છે કે 'જવાબ' મેળવવા અતિ લાંબી ધીરજ ધરવાની એનામાં હામ હોતી નથી, આથી સાચો જવાબ ન મળે તો ખોટો જવાબ મેળવીને પણ એ સંતોષ મેળવવા મથે છે. ''જીવનની હકીકત શું છે ?'' એનો જવાબ મેળવવા ચાર્લ્સ ડાર્વીને વર્ષો સુધી મહેનત કરીને ઉત્ક્રાંતિવાદ રજૂ કર્યો એ પણ જીવનની હકીકત અંગેનો મનઘડત જવાબ છે. ડાર્વીને આ ખોટો જવાબ રજૂ કર્યો તે માટે પણ બે જ કારણો પ્રેરણારૂપ જણાય છે :

(૧) ડાર્વીન માનવીને જવાબદાર સજીવ તરીકે સ્વીકારવા તૈયાર ન હતો.

(૨) તેના માનસ અને પ્રકૃતિમાંની અધીરાઈ અને બેચેનીએ તેને એક સાચી હકીકતનો ઈન્કાર કરવા પછી ચેન ન બક્ષ્યું અને આ સ્વાભાવિક બેચેની તેને ખોટી હકીકત દર્શાવવા તરફ દોરી ગઈ. ડાર્વીનના ઉત્ક્રાંતિવાદને બુદ્ધિજીવી વર્ગ 'ધર્મ'નો વિકલ્પ માને છે અને તે પ્રત્યેક પ્રશ્ન, જેને સમજવા માટે ખુદાની જરૂરત હોય છે, ત્યાં બેધડક ઉત્ક્રાંતિવાદને 'ખુદાઈ'નું સ્થાન મળી ગયું છે. જેમ કે, પ્રસિદ્ધ વિદ્વાન એ. ઈ. મેંડર કહે છે, ''આ સિદ્ધાંત હવે એટલી બધી દલીલોથી સાબિત થઈ ચૂકયો છે કે તેને લગભગ હકીકત કહી શકાય છે.'' *(Clear Thinking, P. 113)* જી. જી. સીમ્પસન (G. G. Simpson) કહે છે, ''ઉત્ક્રાંતિવાદ સંપૂર્ણ રીતે એક પૂરવાર થયેલી હકીકત છે.'' *(Meaning of Evolution, P. 127)* ડાર્વીન પોતે કહે છે, ''મને વિશ્વાસ છે કે સજીવોના દેહમાં કાળક્રમે આ

પ્રકારનું પરિવર્તન થવું તદન સીધી વાત છે.''

*(Origin of species by Means of Natural Selections Part-7, P.-169)*

—શું ખરેખર ઉત્ક્રાંતિવાદ પુરાવાઓ અને દલીલો પર આધારિત છે ? થોડુંક જ વિચારતાં એ વાત સ્પષ્ટ થઈ જાય છે કે આ બિલકુલ આનુમાનિક વિચાર છે. એક પ્રસિદ્ધ વિજ્ઞાનિકે વૈજ્ઞાનિક સિદ્ધાંતોની વ્યાખ્યા આ પ્રમાણે આપી છે, "Tehories and Mental Pictures that explain known laws" અર્થાત્ સિદ્ધાંતો વાસ્તવમાં કાલ્પનિક નકશાઓ છે, જે પરિચિત સિદ્ધાંતોનું વિશ્લેષણ કરે છે. —ડાર્વીનના મતે સજીવોમાં ભિન્નતા આવ્યા પછી પ્રકૃતિ તેનો ભાગ ભજવે છે, પરંતુ ઉત્ક્રાંતિની પ્રક્રિયાના પાયા જેવી એક જ જાતિના સજીવોમાં રહેલી આ ભિન્નતા કેવી રીતે ઉદ્ભવી ? વળી, માનવીના અસ્તિત્વને હજારો વર્ષ વીતી ગયાં છે. આ લાંબા સમય દરમિયાન માનવીમાંથી કોઈ નવીન પ્રકારની જાતિ કેમ અસ્તિત્વમાં નથી આવી ? ફ્રેન્ચ વિજ્ઞાની ડૉ. મોરીસ બકૌલે લખે છે, ''ખરું કહો તો જીવન અને તેના સર્જન તથા વિકાસના ચમત્કારો અંગે આધુનિક વિજ્ઞાને જે કંઈ માહિતી આપી છે તે સમજદાર માણસને ઉપરોક્ત વિજ્ઞાની (ચાર્લ્સ ડાર્વીન)એ બતાવી છે તેથી ઉલટી દિશા તરફ દોરી જઈ શકે છે. જીવસૃષ્ટિના વિકાસના એક પછી એક તબક્કાઓનો અભ્યાસ કરવામાં આવે તો ઉત્તરોત્તર વધુ અટપટી અને આંટીઘૂંટીભરી કામગીરી દેખાશે. જીવનના સર્જન અને વિકાસની આ અદ્ભૂત ક્રિયા આપમેળે અમલમાં આવી ગઈ હશે એવી તેની માન્યતા ઉત્તરોઉત્તર ઘટતી જશે અને સંપૂર્ણપણે નાબૂદ થઈ જશે. માણસ જ્ઞાનપથ ઉપર જેમ જેમ આગળ વધતો જશે અને ખાસ કરીને અતિ સુક્ષ્મ અણુ–પરમાણુઓ તરફ આવતો જશે તેમ તેમ તેના માનસમાં મક્કમપણે એવી

માન્યતા સ્થપાઈ જશે કે આ બધી સૃષ્ટિનો જરૂર કોઈ સર્જનહાર હોવો જોઈએ. આવા પ્રસંગે માણસમાં ઘણી જ નમ્રતા આવી જવી જોઈએ, એના બદલે કેટલાંકના મનમાં અહંકાર જન્મે છે.''

*(બાઈબલ, કુર્આન અને સાયન્સ, પેજ–૧૬૩)*

–શું ઉત્ક્રાંતિની આ પ્રક્રિયાને કોઈએ નજરોનજર જોઈ છે ખરી ? સ્પષ્ટ છે કે આવું નથી અને આવું શક્ય પણ નથી. આ સિદ્ધાંત માત્ર એક માન્યતા છે અને ધારણાઓ ઉપર આધારિત છે. જેમ કે, સર આર્થર કીથે ઈ. સ. ૧૯૫૩માં કહ્યું હતું, "Evolution is unproved and unprovable. We believe it only because the only altrernative is special creation and that is unthinkabnle." (અર્થાત્ : ''ઉત્ક્રાંતિવાદ સાબિત ન કરી શકાય તેવો સિદ્ધાંત છે. તે માત્ર અનુમાન પર આધારિત છે. અમે તેને માત્ર એ કારણે જ માનીએ છીએ કે તે સૃષ્ટિના સર્જન અંગેના ધર્મવિચારનો એકમાત્ર વિકલ્પ છે અને ધર્મનો વિચાર વિજ્ઞાનને સ્વીકાર્ય નથી.'' (Islamic Thought, Dec. 1961) આર્થર કીથ પોતે કહે છે, ''ઉત્ક્રાંતિવાદ એ બુદ્ધિવાદીઓની પાયાની ''માન્યતા'' છે.''

*(Revolt Against Reason, P. 112)*

હકીકત એ છે કે આ સૃષ્ટિનો એક મહાન સર્જનહાર છે અને માનવી તેનું સર્વશ્રેષ્ઠ સર્જન છે. સમગ્ર સૃષ્ટિ તે સર્જનહારે માનવીની જરૂરિયાતો પૂર્ણ કરવા બનાવી છે અને માનવી પોતાના આચાર–વિચાર માટે સીધો પોતાના સર્જનહારને જવાબદાર છે. એક દિવસે તમામ માનવીઓને તેની સમક્ષ ખડા થઈ હિસાબ આપવાનો છે. આ સર્જનહારનું અંતિમ માર્ગદર્શન કુર્આન આજે તેના મૂળ સ્વરૂપમાં

આપણી સામે મવજૂદ છે. આ સાચા ગ્રંથમાં ખુદા તઆલા ફરમાવે છે, ''તેણે (અલ્લાહે) જ માનવીને ખણખણતી સૂકી માટીથી બનાવ્યો.'' *(સૂરએ રહમાન, આ. ૧૪)* અને એક સ્થળે ખુદા ફરમાવે છે, ''અને અમે માનવીને સડેલા કાદવમાંથી બનેલી ખણખણાટવાળી માટીથી બનાવ્યો.'' *(સૂરએ હિજ્ર, આયત–૨૬)* આ કુર્આની હકીકતો ઉત્ક્રાંતિવાદના મનઘડત સિદ્ધાંતને પોકળ ઠેરવી દે છે અને એ હકીકત પ્રતિપાદિત કરે છે કે માનવી પોતાના આચારવિચાર માટે એક મહાન શક્તિ સમક્ષ જવાબદાર છે.



# ૧૭. નમાઝ : હેતુ અને હકીકત

ઈસ્લામમાં ઈમાન અને અમલ વચ્ચેનો આંતરસંબંધ ધર્મની સમગ્ર વ્યવસ્થા ઉપર વિવિધ અસરો પાડે છે, મુસલમાન બનવા માટેની આવશ્યક શરતો ઉપર વ્યક્તિ જ્યારે ઈમાન (શ્રદ્ધા) લાવે ત્યારે ઈસ્લામે સૂચવેલ આદેશોનું પાલન ફરજિયાત બની જાય છે. આ આદેશો પૈકીનો સૌ પ્રથમ અને સૌથી મહત્ત્વપૂર્ણ આદેશ ''નમાઝ'' છે, જે પ્રત્યેક મુસ્લિમ સ્ત્રી–પુરુષ (પુખ્ત) ઉપર દિવસમાં પાંચ વાર ફરજિયાત છે. આ પાંચ નમાઝો અનુક્રમે ફજર (સૂર્યોદય પહેલાં), ઝોહર (મધ્યાહ્‌ન પછી), અસર (સંધ્યાથી સૂર્યાસ્ત પહેલાં પહેલાં), મગરિબ (સૂર્યાસ્ત પછી તરત) અને ઈશા (સૂર્યાસ્ત બાદ આશરે દોઢ કલાકે) તરીકે ઓળખાય છે.

નમાઝ એ સૃષ્ટિના સર્જનહાર અને માનવી વચ્ચેનો એક એવો અજોડ સંબંધ છે, જેને કોઈ પણ પ્રકારની ભૌતિક તુલનાઓ દ્વારા વર્ણવવો અશક્ય છે. નમાઝની પદ્ધતિ, નીતિ–નિયમો, સમય–નિર્ધારણ વગેરેમાં તે તમામ બાબતોનો સમન્વય જોવા મળે છે, જે માનવપ્રકૃતિની માવજત માટે જરૂરી છે. નમાઝ શું છે અને શા માટે છે? એક મુસલમાન જે સિદ્ધાંતો ઉપર ઈમાન (શ્રદ્ધા) ધરાવે છે તેનું દિવસભરમાં પાંચ વાર વાણી અને વર્તનથી પુનરાવર્તન એટલે નમાઝ. દિવસની દોડધામ અને વળગણોને છોડી દઈને પાંચ વાર જમીન અને આકાશોના સ્વામી સામે

અત્યંત નમ્રતા અને લાચારીપૂર્વક ઊભા રહી, બેસી અને શિર ઝુકાવીને મુસલમાન પોતાની તુચ્છતા અને દાસત્વનો પ્રામાણિકતાથી ઈકરાર કરે છે. ઈસ્લામના પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ નમાઝને મોમિન (ઈમાન ધરાવનાર)ની મે'રાજ (ખુદા તરફના પ્રયાણ) તરીકે ઓળખાવી છે અને કોઈ ઉચિત કારણો વિના નમાઝનો ત્યાગ કરનારને કડક ચેતવણી આપતાં ફરમાવ્યું છે, ''ઈમાન અને કુફ્ર વચ્ચે નમાઝ આડરૂપ છે.... જેણે નમાઝ છોડી તેણે ખુદાની નારાઝગી વહોરી.'' વિના કારણે નમાઝનો ત્યાગ એ ખુદાની આજ્ઞાનું ઉલ્લંઘન જ નથી, બલકે માનવપ્રકૃતિ વિરુદ્ધનું વર્તન પણ છે. એ તો કેટલી ભયંકર ચેષ્ટા કહેવાય કે નમાઝ દ્વારા ખુદા પોતાના બંદાને સન્માનિત કરવા ચાહે, પણ બંદો તે સન્માનને મેળવવા જરા પણ આતુર ન હોય. ખુદાને માનવીની ઈબાદતની જરા પણ જરૂર નથી. આખી સૃષ્ટિ પણ ખુદાથી વિમુખ થઈ જાય તો પણ ખુદાની ખુદાઈમાં લેશમાત્ર ફરક પડવાનો નથી, પરંતુ ખુદાને પોતાના બંદાની ભલાઈ અને કલ્યાણમાં બેહદ રસ છે. ઈસ્લામી નમાઝમાંથી માનવી જે લાભો મેળવે છે, તે અપાર છે. નમાઝ કોઈ રિવાજી પ્રાર્થના નથી, એક મનહર આધ્યાત્મિક અનુભવ છે. નમાઝ વ્યક્તિના ઈમાનને પ્રાણવાન બનાવીને પ્રત્યક્ષ જીવનના અમલી મેદાનમાં રચનાત્મક કામોમાં લગાડે છે અને વ્યક્તિના જીવનમાં નીતિમત્તા, ચારિત્ર્યશીલતા, સદ્‌ગુણો અને આદર્શ વિચારોનું સિંચન કરે છે. કુર્આનની સૂરઃ અનકબૂતમાં ખુદા ફરમાવે છે, ''નિઃસન્દેહ નમાઝ રોકે છે દુરાચારો અને બુરાઈઓથી.'' (આ. ૪૫) ''સૂરએ બકરહ''માં ખુદા ફરમાવે છે, ''હે ઈમાનવાળાઓ ! સબ્ર (ધીરજ) અને નમાઝ દ્વારા ખુદાથી મદદ માંગો.'' (આયત–૧૫૩) કુર્આનમાં અનેક ઠેકાણે નમાઝને સંપૂર્ણ રીતે જીવનમાં સ્થાન આપવા માટે ખુદાએ ભારપૂર્વક આદેશો આપ્યા છે. નમાઝના સ્વરૂપનું વિશ્લેષણ કરતાં

જણાય છે કે એ દરેક પ્રકારના બૌદ્ધિક, નૈતિક, આધ્યાત્મિક ગુણો અને લક્ષણોની અપૂર્વ ગોઠવણ છે. સંયમ અને ઈચ્છાશક્તિ કેળવવાનો પાઠ, આંતરિક શાંતિ તથા સ્થિરતાનો અભ્યાસ, આધ્યાત્મિક ખેતી અને નૈતિક ઉછેરનું બીજ, અલ્લાહ પ્રતિ આભારદર્શન અને મહેરબાનીઓની કદરદાની, નિર્લજ્જતાઓ તેમજ પથભ્રષ્ટતાથી બચવાની બાંહેધરી એટલે નમાઝ. પ્રસિદ્ધ અંગ્રેજ ઈતિહાસકાર V. Gorden Childe લખે છે, "નમાઝ દરરોજ પાંચ વાર પઢવામાં આવે છે, જે જીવનની એક સ્થાયી ચળવળ છે. એક અદ્રશ્ય શક્તિથી સંબંધ સ્થાપિત કરવો અને તેના વડે સમાજજીવનમાં અનુકૂળ રીતે વર્તાવ કરવો એ નમાઝનો સૌથી મોટો હેતુ છે અને એ કલ્પી શકાતું પણ નથી કે પ્રાર્થનાની તેનાથી વધુ ઉત્તમ પદ્ધતિ પણ કોઈ હોઈ શકે છે, જ્યારે એક વ્યક્તિ નમાઝ માટે મસ્જિદ તરફ આવે છે ત્યારે તે અલ્લાહના ધ્યાનની સાથે સાથે અલ્લાહની સમગ્ર સૃષ્ટિ સાથેના પોતાના સંબંધનું પણ નવીનીકરણ કરે છે."

*('What happened in History")*

નમાઝના વાસ્તવિક મહત્ત્વ અને પ્રભાવ વિશે મહાન ઈસ્લામી વિદ્વાન હઝરત શાહ વલિયુલ્લાહ દહેલ્વી (રહ.) લખે છે, "ક્યારેક માનવીનું અલ્લાહ તરફ તીવ્રગતિએ ઉત્થાન થાય છે અને માનવી પોતાને પોતાના સર્જનહારના આંગણે સ્થિત થયેલ ભાળે છે. તેના ઉપર જાણે દિવ્ય પ્રકાશ ઊતરે છે, જે તેના આત્મા ઉપર છવાઈ જાય છે, માનવભાષા માટે અવર્ણનીય દ્રશ્યો તેને દેખાય છે. આ પ્રકાશમય અવસ્થા પૂરી થતાં તે મૂળ સ્થિતિમાં આવી જાય છે અને દિવ્યાનંદમાં ન રહ્યો તેનો અજંપો અનુભવે છે, તેથી વ્યક્તિ ફરી આ અવસ્થા પામવા પ્રયત્ન કરે છે." *(હુજ્જતુલ્લાહિલ બાલિગહ, ભાગ-૧)*

વળી, નમાઝ એક પ્રાકૃતિક ઈબાદત છે. સમગ્ર સૃષ્ટિની પ્રાર્થના–રીતિનો નમાઝમાં સમન્વય જોવા મળે છે. સૂર્ય, ચંદ્ર, સિતારા ઊગે છે, આથમે છે (નમાઝમાં રકાત–ચરણ અર્થાત્ ઊઠવું–બેસવું–ઝૂકવું), પર્વતો સ્થિર ઊભાં છે (નમાઝમાં ઊભા રહેવું–કિયામ), ચોપગાં પ્રાણીઓ નમેલાં રહે છે (નમાઝમાં નમન–રુકૂઅ), વૃક્ષોના મૂળિયાંરૂપી મુખ જમીનમાં છે (નમાઝમાં ભોંય પર મસ્તક ટેકવવું–સિજ્દહ), પાણીનો મુખ્ય ગુણ સફાઈનો છે (નમાઝ પૂર્વે હાથ–મોં–પગ ધોવાં, વુઝૂ), દિવસ દરમિયાન પડછાયા લાંબા–ટૂંકા થાય છે એમ મુસલમાન પોતાના અવયવોને નમાઝમાં પ્રસારે–સંકોચે છે.

નમાઝનો હેતુ તો ખુદાની પ્રસન્નતા મેળવવાનો અને જીવનને નીતિમત્તાના તકાઝાઓ અનુસાર ઢાળવાનો જ છે, પરંતુ સાથે સાથે નમાઝ ભૌતિક મૂલ્ય પણ ધરાવે છે. દિવસભરમાં પાંચવાર એક વિસ્તારના મુસ્લિમો મસ્જિદમાં એકત્ર થાય છે. કોઈ પણ પ્રકારના ભેદભાવ વિના ખભેખભા મિલાવીને નમાઝ અદા કરે છે. એકબીજાની સમસ્યાઓની ચર્ચાનો અવકાશ મળે છે. એક ઈમામના પાછળ સૌ નમાઝ પઢતા હોવાથી નેતાગીરી અને શિસ્તના ગુણોનો વિકાસ થાય છે. સમગ્ર વિશ્વના મુસ્લિમો કા'બા શરીફ તરફ મુખ રાખીને નમાઝ પઢે છે, જેનાથી વિશ્વભરના મુસ્લિમો વચ્ચેની ભેદભાવ વિનાની અતૂટ એકતા તથા ભાઈચારાની ભાવનાનો સંકેત મળે છે. નમાઝ સમાજ–જીવનને નિયમિતતા, ભ્રાતૃભાવ, સંગઠન અને સમાનતા જેવાં મહાન ગુણોથી સુશોભિત કરનાર શક્તિશાળી માધ્યમ પૂરવાર થયું છે.

નમાઝની અવગણના કરવી એ માનવસ્વભાવની માંગણીઓને કચડવા બરાબર છે. માનવજીવનમાં નમાઝના મહત્ત્વને એ બાબત દ્વારા સમજી શકાય છે કે નમાઝ પયગમ્બર ઉપર પણ ફરજિયાત છે.

જેમ કે, પ્રસિદ્ધ મુસ્લિમ વિદ્વાન હઝરત મૌલાના સય્યિદ અબુલહસન અલી નદવી લખે છે, ''નમાઝ એક એવું કર્તવ્ય છે, જે કોઈ નબી અને રસૂલથી પણ ત્યજી શકાતું નથી.'' *(અરકાને અરબઅહ, પેજ–૩૩)*

દિવસભરમાં પાંચ વાર ઉપરાંત શુક્રવારના દિવસે 'ઝોહર'ને સ્થાને જુમ્આની નમાઝ અદા કરાય છે. ઉપરાંત 'ઈદુલ ફિત્ર' અને 'ઈદુલ અદહા'ના દિવસે પાંચ નમાઝો ઉપરાંતની એક વિશેષ નમાઝ પઢવામાં આવે છે. આ બંને તહેવારોએ ફજરની નમાઝ પછી મધ્યાહ્ન સુધી વેળાસર આ વિશેષ નમાઝ પઢાય છે. ઉપરાંત કોઈનું મૃત્યુ થાય ત્યારે મય્યિતને દફનાવતા અગાઉ પણ નમાઝ પઢવામાં આવે છે, જે 'જનાઝાની નમાઝ' કહેવાય છે.

વાસ્તવમાં, નમાઝ એ એક મુસલમાન માટે પોતાના સર્જનહાર પાસેથી સર્વકાંઈ મેળવવાનું બળવાન માધ્યમ છે.

*

* *

* * *

# ૧૮ રોઝા : હેતુ અને હકીકત

ઈસ્લામી કૅલેન્ડરના નવમા માસ રમઝાનમાં પુખ્તવયના પ્રત્યેક મુસ્લિમ ઉપર રોઝા રાખવા ફરજિયાત છે. ઈસ્લામની ઉપવાસ પદ્ધતિ અનુસાર રોઝાની વ્યાખ્યા છે પહો ફાટવાથી લઈને સૂર્યાસ્ત સુધી અન્ન, જળ, ધુમ્રપાન તથા સ્ત્રીસંસર્ગથી અટકી જવું. રોઝા એ શું છે ? શા માટે છે ? પોતાના બંદાને સવારથી સાંજ સુધી આખો દિવસ ભૂખ્યો–તરસ્યો રાખવા પાછળ ખુદા શું ચાહે છે ? કુર્આનની 'સૂરએ બકરહ'માં ખુદા ફરમાવે છે, ''હે ઈમાનવાળાઓ ! તમારા ઉપર રોઝા ફરજિયાત ઠેરવવામાં આવ્યાં છે, જેવી રીતે કે તમારાથી પહેલાંના લોકો ઉપર ઠેરવવામાં આવ્યાં હતાં. એ હેતુસર કે તમે સંયમી (સદાચારી) બની જાઓ.'' (આ. ૧૮૩) અને ઈસ્લામના પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''રોઝા (દુરાચારથી બચવા માટે) ઢાલ છે.'' અલ્લાહ અને તેના પુનિત પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ રોઝાનો મૂળ હેતુ અને મકસદ એ જ દર્શાવ્યો છે કે વ્યક્તિ દુરાચારોથી અટકી જાય અને પોતાના સર્જનહારનું સાન્નિધ્ય મેળવે. કેટલાક લોકોનો ખ્યાલ છે કે માત્ર સવારથી માંડી સાંજ સુધી ભૂખ્યા–તરસ્યા રહેવાનું નામ જ રોઝા છે. વાસ્તવમાં આ તો રોઝાનું એક સ્વરૂપ છે. અરબી ભાષામાં રોઝાને 'સૌમ' કહે છે. જેનો અર્થ છે બચવું, અટકી જવું, રોકાવું. ફક્ત ખાવા–પીવાથી જ નહીં, પણ તમામ પ્રકારના ગંદા આચારવિચારથી રોકાઈ જવું એ રોઝાનું ખરું

સ્વરૂપ છે. ખાવા–પીવા વગેરેથી અટકી જવાનો આદેશ એટલા માટે અપાયો છે કે એનાથી મનેચ્છાઓની ઉગ્રતાઓ મંદ પડે અને દુરાચારથી અટકી જવા માટે શક્તિ પ્રાપ્ત થાય. ઈસ્લામના પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તે રોઝદારો માટે, કે જેઓ રોઝો રાખ્યા પછી પણ જૂઠ, નિંદા, ઝઘડાખોરી વિગેરે દુરાચારોમાં વ્યસ્ત રહે છે, ફરમાવ્યું છે, ''ઘણા રોઝદારો એવાં છે, જેમને રોઝાથી ભૂખ અને તરસ સિવાય બીજું કંઈ જ મળતું નથી.'' *('ઈસ્લામની રોશની', ભાગ–૧, પેજ–૩૦૦)* એક સ્થળે પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''જેણે જૂઠ બોલવાનું અને તેની ઉપર અમલ કરવાનું છોડયું નહીં, તો અલ્લાહને તેની કોઈ જરૂરત નથી કે તે રોઝો રાખીને ખાવા–પીવાનું છોડી દે.'' *(સહીહ બુખારી, મિશ્કાત)* અરબી ગ્રંથ ''મજાલિસુલ અબરાર'ના કર્તા લખે છે, ''રોઝાનો હેતુ ભૂખ્યા–તરસ્યા રહેવાનો નથી, બલકે પોતાની મનેચ્છાઓને તોડવાનો છે. રોઝા દ્વારા આ બાબતો પ્રાપ્ત ન થાય અને ખુદાએ જેની સદા માટે મનાઈ ફરમાવી છે તે કામોથી રોઝા દરમિયાન માણસ દૂર ન રહે તો અન્નજળનો ત્યાગ એને કંઈ લાભ આપી શકશે નહીં.''

*(ગુજરાતી ભાષાંતર– 'ઈસ્લામની રોશની,' ભાગ–૧, પ્રકરણ–૨૬, પેજ–૨૯૮)*

મહાન ઈસ્લામી વિદ્વાન અલ્લામા ઈબ્ને કય્યિમ રોઝાની હકીકત વર્ણવતાં લખે છે, ''રોઝાનો ધ્યેય મનુષ્યને મનેચ્છાઓના સકંજાઓમાંથી મુક્ત કરવાનો છે. વ્યક્તિની વાસનાયુક્ત શક્તિઓમાં મંદતા અને સંયમ જન્મે અને તેના વડે તે અનંત સૌભાગ્ય મેળવવાને લાયક બને અને આખિરતની શાશ્વત સફળતા માટે પોતાના વ્યક્તિત્વને પવિત્ર બનાવી શકે, ભૂખ અને તરસને કારણે મોહ અને વાસનાઓની તીવ્રતા ઘટે અને તેને ભૂખ્યા–તરસ્યાં ગરીબોની લાચારીનો એહસાસ

થાય.....એ દ્રષ્ટિએ રોઝા સદાચારીઓની લગામ, કર્મવીરોની ઢાલ અને સજ્જનોની એક તપશ્ચર્યા છે. *(ઝાદુલ મઆદ, જી. ૧, પેજ–૧૫૨ સંદર્ભ :– મૌલાના અબુલ હસન અલી નદવી કૃત ''અરકાને અરબઆ'' પેજ–૨૩૩)* રોઝાનો વાસ્તવિક હેતુ આ દ્રષ્ટિએ મનેચ્છાઓ પર વિજય મેળવવાનો છે; પરંતુ મહાન મુસ્લિમ વિદ્વાન હઝરત શાહ વલિયુલ્લાહ દહેલ્વી (રહ.) લખે છે, ''રોઝાના હેતુઓમાંથી એક મહત્ત્વપૂર્ણ હેતુ એ છે કે અનાવશ્યક તકલીફમાં ન પડવામાં આવે અને શરીરદમન તથા આત્મપીડાના દરવાજાઓને બંધ કરી દેવામાં આવે. એટલા માટે કે રોઝા દ્વારા આત્મદમનની પદ્ધતિ યહૂદી, ખ્રિસ્તી અને અરબસ્તાનના મૂર્તિપૂજકોમાં પ્રચલિત હતી. તેઓએ એવું વિચારીને કે, રોઝાનો હેતુ મનેચ્છાઓના શમનનો છે, રોઝાની પદ્ધતિમાં અતિરેક કર્યો અને શરીરને પીડા તથા કષ્ટ પહોંચાડવા માટે વિવિધ રિવાજો પોતાના તરફથી શરૂ કરી દીધા હતા.'' *(હુજ્જતુલ્લાહિલ બાલિગહ, ભાગ–૨, પેજ–૩૯)* આ જ કારણ છે કે પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે) આખું વરસ, આજીવન કે બોતેર અથવા અડતાલીસ કલાકના રોઝાની મનાઈ ફરમાવી દીધી છે. એ જ પ્રમાણે, સૂર્યાસ્ત પછી ખાવા–પીવાથી રોકાવું પણ ઈસ્લામી દ્રષ્ટિકોણની વિરુદ્ધ છે.

સંસારના તમામ ધર્મોમાં રોઝા (ઉપવાસ)ની પ્રથા પ્રચલિત છે; પરંતુ ઈસ્લામી રોઝા પદ્ધતિ અને અન્ય તમામ ઉપવાસની પદ્ધતિઓમાં વિશાળ પાયાના તફાવતો છે. બિન ઈસ્લામી ઉપવાસમાં અમુક ભૌતિક વસ્તુઓથી આંશિક પરહેજથી વધુ માટેની માંગણી નથી હોતી; પરંતુ ઈસ્લામી રોઝામાં ભૌતિક વસ્તુઓના સંપૂર્ણ ત્યાગ ઉપરાંત આત્મસંયમ, સદાચાર, દાન અને ખયરાત, કુર્આનનો અભ્યાસ, સામાજિક સાથ–સહકાર અને પ્રેમભાવનાની પણ માંગણી થાય છે. અન્ય ધર્મોમાં ઉપવાસ કરનાર અમુક પ્રકારના આહારો તો તજી દે છે; પરંતુ અન્ય

પ્રકારના આહારથી પેટ ભરવાની છૂટ હોય છે. ઈસ્લામી રોઝામાં તમામ પ્રકારના ખાણાં–પીણાં ઈત્યાદિથી રોકાઈ જવાનું ફરજિયાત છે, જેથી આત્મિક શાંતિ અને નૈતિક પોષણ પ્રાપ્ત થાય. ઈસ્લામી ઉપવાસ પદ્ધતિમાં સર્વગ્રાહિતાનો ગુણ જોવા મળે છે. અન્ય ધર્મોમાં ઉપવાસનો ઉદ્દેશ્ય સંપૂર્ણ એકતરફી અર્થાત કાં તો આધ્યાત્મિક અને કાં તો નર્યો ભૌતિક હોય તેવું લાગે છે. ઈસ્લામની રોઝા પદ્ધતિમાં અધ્યાત્મ અને સંસારનો સમન્વય જોવા મળે છે. રોઝામાં ખુદાની પ્રસન્નતા મેળવવાની સાથે સામાજિક, આર્થિક, માનવીય, કૌટુંબિક, સાર્વજનિક, સામૂહિક, સ્થાનિક તથા આંતરરાષ્ટ્રીય પાસાંઓનો સમન્વય સધાયેલો જોવાય છે. પ્રસિદ્ધ ઈતિહાસકાર V. Gorden Childe પોતાના પુસ્તક ''What happened in History''માં લખે છે, ''ઈસ્લામી રોઝાના સંદર્ભમાં કેવળ એટલું જ કહેવું પૂરતું છે કે તેમાં માનવીય નબળાઈઓ અને ખામીઓની સંપૂર્ણ કાળજી લેવામાં આવી છે. અમારો વિચાર છે કે ઉપવાસની અન્ય તમામ પદ્ધતિઓ તેની તુલનામાં તુચ્છ છે.''

રોઝા દ્વારા અલ્લાહ પોતાના બંદાના ઈસ્લામના પાયાને મજબૂત બનાવવા માંગે છે. વ્યક્તિએ જે હકીકતોનો વાણી અને હૃદયથી ઈકરાર કર્યો છે તે રોઝા દ્વારા અભિવ્યક્ત થાય છે. અલ્લામા ઈબ્ને કય્યિમ 'ઝાદુલ મઆદ'માં લખે છે, ''રોઝામાં રહેલાં ફાયદાઓ અને રહસ્યો પ્રાકૃતિક અને બૌદ્ધિક દ્રષ્ટિએ શક્તિશાળી અને સર્વશ્રેષ્ઠ હોવાને કારણે સર્જનહાર અને માયાળુ પાલનહારે પોતાના બંદાઓની આત્મિક શક્તિઓના રક્ષણ માટે પોતાની રહમત, ઉપકાર અને કૃપાથી ફરજિયાત રોઝા રાખવાની આજ્ઞા આપી છે.''

*(સંદર્ભ :– મૌલાના અબુલ હસન અલી નદવી કૃત ''અરકાને અરબઆ,'' પેજ–૨૩૪)*

રોઝાના તમામ ફાયદાઓ માનવી માટે છે. બંદાને અન્નજળ છોડાવવાથી ખુદાને કોઈ ફાયદો નથી. ખુદાએ માનવીની ભલાઈ અને કલ્યાણ માટે જ રોઝા ફરજિયાત ઠેરવ્યાં છે. આ કર્તવ્ય પ્રત્યે જે લોકો જાણીબુઝીને વિના કોઈ વાજબી કારણે ઉપેક્ષા સેવે છે તે લોકો ખરેખર પોતાની જાત ઉપર અત્યાચાર કરી રહ્યાં છે. જે લોકો રમઝાનના મહિનામાં જાહેરમાં ખુલ્લેઆમ વિના સંકોચે ખાવા–પીવાથી નથી અચકાતાં તેમણે એ વાતથી ડરવું જોઈએ કે આખિરતમાં અલ્લાહની હુઝૂર ખડા થવાનું થશે તે વેળા શો જવાબ આપીશું ? ઈસ્લામના પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે) ફરમાવ્યું, જે કોઈ વ્યક્તિએ રમઝાનનો એક રોઝો પણ છોડી દીધો ત્યારબાદ તેના બદલે જીવનભર રોઝા રાખે તો પણ તે છૂટેલા એક રોઝાની બરાબરી નથી કરી શકતો.'' *(બુખારી)* –અલબત્ત, જે લોકો વાજબી અને ઉચિત કારણોસર લાચારીવશ રોઝો ન રાખી શકે તેના માટે ઈસ્લામની માનવતાવાદી શરીઅતની ઉદાર નીતિઓ મવજૂદ છે.







# ૧૯. ઝકાત : હેતુ અને હકીકત

ઝકાત એ ઈસ્લામના સ્તંભોમાંથી અત્યંત મહત્ત્વપૂર્ણ સ્તંભ છે. ખુદાનો આદેશ છે કે પ્રત્યેક મુસ્લિમ ધનવાન, કે જેની પાસે ઓછામાં ઓછી સાડા બાવન તોલા ચાંદી કે સાડા સાત તોલા સોનું અથવા એટલી કિંમતની અન્ય સાધનસંપત્તિ હોય અને આ સોના–ચાંદી કે સાધન–સંપત્તિ (રોજીંદા વપરાશ સિવાયની) એના માલિક પાસે રહ્યાને એક વર્ષ વીતી ગયું હોય તો તેમાંથી અઢી ટકા ભાગ કોઈ ગરીબ સંબંધી કે નિરાધાર વ્યક્તિને આપી દે. માનવજાતમાં સંપત્તિનું મહત્ત્વ અતૂટ રીતે વણાયેલું હોવાથી ઈસ્લામે ઝકાતને મુસલમાનની પાંચ પ્રાથમિક ફરજોમાં સ્થાન આપ્યું છે. ઈસ્લામના દ્રષ્ટિકોણ મુજબ માનવી પાસે એની માલિકીનું કશું જ નથી. બધું જ અલ્લાહની માલિકીનું છે. સંપત્તિ અને ધન પણ માનવી ઉપર ખુદાના ઉપકારનું પ્રતિક છે. ખુદા ચાહે છે કે બંદો ધનના નશામાં લોભ અને કંજૂસાઈ જેવાં દુર્ગુણોના અવરોધને કારણે અન્ય માનવબંધુઓને અને સમાજને નુકસાન ન પહોંચાડી બેસે. તેથી ફરમાવ્યું, ''તમને શું થઈ ગયું છે કે તમે ખુદાના માર્ગમાં ખર્ચ નથી કરતા ? જમીન અને આકાશોના ખજાનાઓ તો અલ્લાહના જ છે.'' *(સૂરએ હદીદ, આ. ૧૦)*

ઝકાતનો અર્થ છે પવિત્રતા અને અંતરાત્માની સફાઈ. અર્થાત અંતરાત્માની તે સ્વચ્છતા, જે અનિવાર્ય ફરજ નિભાવ્યા પછી પ્રાપ્ત થાય છે. અંતરાત્માની સફાઈ એ હૃદયની તે ઉચ્ચ સ્થિતિનું નામ છે, જે

લોભ, તૃષ્ણા અને મોહના શમન પછી પ્રાપ્ત થાય છે. ધન દરેકને પ્રિય હોય છે. જો તેને બીજાઓ માટે ખર્ચ કરવામાં આવે તો તેનાથી પવિત્રતા અને સન્માન મળે છે. વળી, ઝકાતને કારણે બધો જ માલ પણ પવિત્ર બની જાય છે. જેમ કે, પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''અલ્લાહે ઝકાત એટલા માટે અનિવાર્ય ઠેરવી છે કે એના વડે તમારી શેષ સંપત્તિ પવિત્ર બની જાય.'' *(અબૂ દાવૂદ શરીફ)*

ઈસ્લામ એવું નથી ઈચ્છતો કે ધન સંપત્તિ સમાજના ઉચ્ચ અને ધનિક લોકોના હાથોમાં જ કેન્દ્રિત રહે અને બહુમતિ સમાજને જીવનની પ્રાથમિક આવશ્યક્તાઓ સંતોષવાના ફાંફાં પડે. ઝકાતને કારણે એ હેતુ મેળવી શકાય છે કે મૂડી સમાજના તમામ સ્તરો સુધી ઘૂમતી રહે, જેથી ઉત્પાદન, શ્રમ અને વપરાશની વચ્ચે પૂંજી ઉચિત પ્રકારે ગતિશીલ રહે.

ઝકાત એ કોઈ સ્વૈચ્છિક પ્રકારનું દાન કે ખેરાત નથી, કે જે ધનવાન વ્યક્તિ ગરીબોને ઉપકાર તરીકે વહેંચતી હોય. ઝકાત એક કાનૂની હુકમ છે. જે લોકો ઝકાત ચૂકવવાનો ઈન્કાર કરે, ઈસ્લામી રાજ્ય એની વિરુદ્ધ લડાઈ આદરે છે. દાન અને ખેરાતને લાગેવળગે છે ત્યાં સુધી તે સ્વૈચ્છિક બાબત છે અને ઝકાત એક ફરજિયાત વેરો છે. જો કે, ઝકાત એ એવો વેરો નથી, જે આજકાલની સરકારો એના નાગરિકો પાસેથી વસૂલ કરે છે. ઝકાત અંગેના પાયારૂપ સિદ્ધાંતનું વર્ણન કરતાં પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''ઝકાત ધનવાનોથી લેવામાં આવે અને ગરીબોમાં વહેંચવામાં આવે.'' આ હદીષના અનુસંધાનમાં પ્રસિદ્ધ મુસ્લિમ વિદ્વાન મૌલાના અબુલહસન અલી નદવી લખે છે, ''આ ઝકાતની તે ઇસ્લામી હૈસિયત છે, જે શરૂઆતના યુગમાં આપણને નજરે પડે છે અને કિયામત સુધી જળવાવી જોઈએ. ઝકાત ધનવાનો પાસેથી વસૂલ કરવામાં આવે અને એ સ્થળોએ જ

ખર્ચ કરવામાં આવે; જે અલ્લાહે કુર્આનમાં સૂચવ્યાં છે અને કોઈ કાયદાની નિષ્ણાત વ્યક્તિઓ કે સંસ્થાઓને એ અધિકાર નથી કે એમાં સુધારો–વધારો કરે..... એનાથી વિરુદ્ધ જે વેરા આજની સરકારો વસૂલ કરે છે, તે ઝકાતની વ્યવસ્થાથી બિલકુલ વિરુદ્ધ છે. મોટે ભાગે જુદા જુદા પ્રકારના આ વેરાઓ મધ્યમવર્ગ અને ગરીબો પાસેથી વસૂલ કરવામાં આવે છે અને (અર્થતંત્રની અન્યાયી રચનાને કારણે) તે વેરા ધનિક વર્ગ તરફ પાછા ફરી જાય છે. આ વેરાઓરૂપી સંપત્તિ, કે જે ખેડૂતો અને શ્રમિક વર્ગના પસીનાની કમાઈ હોય છે, વેપારીઓ અને કારીગરોની મહેનતની કમાણી હોય છે તેને બેધડક વિદેશી મહેમાનોના ભવ્ય સ્વાગતોમાં અને મહેમાનગતિમાં ખર્ચ કરવામાં આવે છે.''

*(અરકાને અરબઆ, પેજ–૧૫૩)*

ઝકાતના હેતુઓનું વર્ણન કરતાં મહાન મુસ્લિમ વિદ્વાન હઝરત શાહ વલિયુલ્લાહ દહેલ્વી (રહ.) લખે છે, ''જાણવું જોઈએ કે ઝકાતનાં સૌથી મહત્ત્વ પૂર્ણ પાંસાં બે છે. પહેલું પાસું અંતરાત્માની સફાઈ છે એટલા માટે કે આત્માને મોહ–માયા અને કંજૂસી સાથે ગાઢ સંબંધ છે. લાલચ અત્યંત ખરાબ દુર્ગુણ છે, જે સંસારમાં માનવીને વિનાશ તરફ દોરી જાય છે....બીજું પાસું ગામ કે નગર સાથે સંબંધ ધરાવે છે. એટલા માટે કે નિર્બળ અને જરૂરતમંદ લોકો શહેરમાં વસતા હોય છે. જો એમના પ્રત્યે હમદર્દી અને સહકારનું વલણ ન હોય તો તે બિચારાઓની દુર્દશા થાય.''

*(હુજ્જતુલ્લાહિલ બાલિગહ, ભાગ–૨, પેજ–૨૯–30)*

પ્રસિદ્ધ અંગ્રેજ ઈતિહાસકાર V. Gorden Childe લખે છે, ''સહકારી મંડળીઓ વર્તમાન યુગમાં જન્મી છે. સહકારની ચળવળ બિલકુલ આધુનિક પ્રકારની છે; પરંતુ કુર્આનના નિર્માતાએ ઝકાતની

વ્યવસ્થા સ્થાપીને તે બધા જ હેતુઓ પ્રાપ્ત કરી લીધા છે, જે આજ–કાલ સહકારી મંડળીઓ દ્વારા પ્રાપ્ત થાય છે. ઝકાતમાં સદ્ભાવના અને ત્યાગ છે, હમદર્દી અને સ્નેહ છે; પરંતુ સહકારિતા આંદોલન આ સદ્ગુણોથી વંચિત છે. કુર્આને ઝકાતને વેપારથી ઉચ્ચ રાખી છે. આ એક એવું સત્ય છે જેનો ધ્વનિ વર્તમાન યુગના કોઈ આંદોલનમાં જોવા મળતો નથી.'' *(What happened in History ?)*

ઝકાતની સૌથી વિશિષ્ટ અને અજોડ ખૂબીઓમાં અત્યંત અસરકારક બાબત ધર્મ અને શ્રદ્ધાની તે રૂહ (આત્મા) છે, જે આ કર્તવ્યને ચેતનવંત બનાવી દે છે. ઝકાતની આ ઈબાદતી અને ધર્મઅભિમુખ રૂહ (સ્પ્રીટ)થી ચીલાચાલુ વેરાઓ અને સરકારની પરંપરાગત આર્થિક નીતિઓ બિલકુલ અજાણ છે. ઝકાત એક તરફ સામાજિક સમાનતાઓ તરફ લઈ જતો માર્ગ છે તો બીજી તરફ એની હકીકતની દ્રષ્ટિએ એ શુદ્ધ ઈબાદત છે. ઝકાતની રકમ અલ્લાહના આદેશ અનુસાર અપાતી હોવાથી ઝકાત આપનારના ભૌતિક સ્વાર્થોની લેશમાત્ર દખલ હોતી નથી. હઝરત અલ્લામા બહરુલ ઉલૂમ ફિરન્ગી મહલ્લી (રહ.) લખે છે : ''ઝકાત આપતી વેળા નિઃસ્વાર્થ ભાવનાઓનું હોવું અત્યંત જરૂરી છે. એટલા માટે કે ઝકાત ઘણી જ મહાન ઈબાદત છે. ઝકાત કોઈ વેરો નથી, બલકે અન્ય ઈબાદતોની જેમ માત્ર અલ્લાહની ઈબાદત (પ્રાર્થના) છે.'' *(રસાઈલુલ્ અરકાન, પેજ–૧૫૩)* નોંધપાત્ર બાબત આ છે કે ધનમાંથી ગરીબનો ભાગ એ કોઈ ખૈરાત નથી, પણ રાજ્યસંચાલિત અને અલ્લાહનિર્મિત વ્યવસ્થા છે. નમાઝ, રોઝા, હજની જેમ ઝકાત પણ અલ્લાહનો હુકમ અને મુસલમાનની પાયાની માન્યતાનો અંશ છે.

અલ્લાહે મુસ્લિમ સમાજના કલ્યાણ અને સર્વગ્રાહી ઉન્નતિ માટે

ઝકાત ફરજિયાત ઠેરવી છે, ઝકાતની રકમ ખુદાને નથી પહોંચતી. ખુદાને બંદાની કોઈ વસ્તુની જરૂરત નથી. કેમ કે, બંદા પાસે જે કાંઈ છે તે બધું અલ્લાહે આપેલું છે. આ છતાં ખુદા ફરમાવે છે કે, જો તમે મારી આપેલી સંપત્તિને સમાજના હિત માટે અને લોકોની સેવા અર્થે વાપરશો તો હું તમને એવાં એવાં સન્માનોથી નવાઝીશ, જેને પામીને તમે પ્રસન્ન પ્રસન્ન થઈ જશો. ઝકાતનો ભૌતિક દ્રષ્ટિકોણ એ છે કે મુસલમાનોમાં પરસ્પર સહકાર અને સહાનુભૂતિની લાગણીઓ જન્મે. જે ધનવાન છે તે ગરીબોની દેખભાળ રાખે અને ગરીબો ભીખ માંગતા ન ફરે. ઈસ્લામ એવી વિષમતાઓનો સખત વિરોધી છે કે સમાજનો એક વર્ગ એશ અને આરામમાં સંપત્તિને ઉડાવતો રહે અને બીજો વર્ગ ગરીબીની દુર્દશામાં સબડતો રહે. ઈસ્લામે આદેશ આપ્યો છે કે પોતાની સંપત્તિમાંથી ગરીબોને પણ મદદ કરો. આ જ કારણોસર ઈસ્લામે ધનવાનની સંપત્તિના ચોક્કસ ભાગ ઉપર ગરીબોનો હક સ્થાપીને ઝકાતને ફરજિયાત ઠેરવી છે.







# ૨૦. હજ : હેતુ અને હકીકત

હજ એ એવી યાત્રા નથી, જે સામાન્ય અર્થમાં સમજવામાં આવે છે. જે મુસ્લિમો પવિત્ર મક્કા સુધી જવા માટે આર્થિક, શારીરિક તથા માનસિક રીતે સમર્થ હોય, તેમના માટે જીવનમાં એકવાર હજના સમયગાળામાં (અર્થાત્ ઈસ્લામી કેલેન્ડરના અંતિમ માસ ઝિલ્હજજમાં) ત્યાં જવું ફરજિયાત છે, કુર્આન શરીફની 'સૂરએ આલિ ઈમરાન'માં અલ્લાહનો આદેશ છે, ''અને ખુદા માટે (ખુદાની પ્રસન્નતા મેળવવા માટે) તે લોકો ઉપર અલ્લાહના ઘરની હજ ફરજિયાત છે, જેઓ ત્યાં પહોંચવાની શક્તિ ધરાવતા હોય અને જે કોઈ ઈનકાર (કુફ્ર) કરશે તો અલ્લાહ સકળ સૃષ્ટિથી બેપરવા છે.'' *(આયત–૯૭)* અને અલ્લાહના પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે) ફરમાવ્યું, ''જે વ્યક્તિ માટે હજ કરવામાં કોઈ મજબૂરી અવરોધ ન સર્જે, અત્યાચારી સત્તાધીશ તરફથી રુકાવટ ન હોય અને એવી ગંભીર બીમારી ન હોય, જે હજથી રોકી દે, આ છતાં પણ તે હજ કર્યા વિના મરણ પામે તો ભલે તે યહૂદી થઈને મરે કે નસરાની થઈને મરે.'' *(મિશ્કાત, દારમી)* કુર્આન અને હદીષના આ સ્પષ્ટ આદેશોથી હજનું મહત્ત્વ અને માહાત્મ્ય અત્યંત સ્પષ્ટ રીતે સામે આવી જાય છે.

હજ શું છે ? શા માટે છે ? વાસ્તવિક્તા એ છે કે મનુષ્ય જન્મથી જ દાસ છે. ખુદાએ તેને પોતાની ઈબાદત માટે પેદા કર્યો છે. ઈબાદતનો

હેતુ બંદામાં પોતાના સર્જનહારનું સાન્નિધ્ય અને અહોભાવ કેળવવાનો છે. ખુદાએ આ માટે વિભિન્ન પ્રકારની ઈબાદતો નિર્ધારિત કરી છે. કેટલીક દૈનિક છે, જેમ કે, નમાઝ. કેટલીક ઈબાદતો વાર્ષિક છે, જેમ કે, ઝકાત, રોઝા, હજ. નમાઝ દરરોજ માટે આજીવન ફરજિયાત છે. રોઝા એક માસ માટે આજીવન ફરજિયાત છે, ઝકાત ધનવાનો ઉપર પ્રતિવર્ષ આજીવન (ધનવાન રહે ત્યાં સુધી) ફરજિયાત છે; પરંતુ હજ જીવનમાં ફક્ત એકવાર ધનવાન અને શક્તિવાન ઉપર જ ફરજિયાત છે. ખુદા જુદા જુદા પ્રકારે પોતાના બંદાઓને અજમાવીને પોતાના સન્માનોથી નવાજવા માંગે છે. ખુદા પ્રત્યે અહોભાવ દાખવવામાં અને તેના આજ્ઞાપાલનનું ઉદાહરણ પૂરું પાડવામાં હજ સૌથી અગત્યની ઈબાદત છે, જેમાં બંદાની ખરી કસોટી થાય છે, કેમ કે, એમાં બંદો પોતાના જાન, માલ, ઘર, વતન, સગાંસ્નેહીઓ બધું જ ખુદાની પ્રસન્નતા મેળવવા માટે ન્યોચ્છાવર કરી દે છે. મહાન મુસ્લિમ વિદ્વાન હઝરત શાહ વલિયુલ્લાહ દહેલ્વી (રહ.) લખે છે, "જેવી રીતે સરકારને સમયાંતરે બારીક નિરીક્ષણ અને દેખભાળની આવશ્યક્તા હોય છે, જેથી એ જાણી શકાય કે કોણ વફાદાર છે અને કોણ વિદ્રોહી ? કોણ કર્તવ્યનિષ્ઠ છે અને કોણ કામચોર ?...... તેવી જ રીતે મુસ્લિમ સમાજ માટે હજની જરૂરત છે, જેથી અસલી મુસલમાન અને બનાવટી મુસલમાન વચ્ચેની ઓળખ શક્ય બને."

*(હુજ્જતુલ્લાહિલ બાલિગહ, જીલ્દ–૧, પેજ–૫૯, ૬૦)*

આજે જ્યાં મક્કા શહેર વસેલું છે ત્યાં આજથી હજારો સાલ (ઐતિહાસિક સંશોધનો અનુસાર આશરે સાડા પાંચ હજાર વર્ષ) પહેલાં ખુદાના મહાન પયગમ્બર હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ ખુદાની આજ્ઞા અનુસાર ખુદાની ઈબાદત માટે એક ઘર 'કા'બા શરીફ'નો પુનરોદ્ધાર કર્યો હતો. કા'બા જેટલું સનાતન પ્રાર્થનાગૃહ પૃથ્વી પર અન્ય કોઈ

નથી. કુર્આનની 'સૂરએ બકરહ'માં છે, ''અને (તે સમય સ્મરણને પાત્ર છે) જ્યારે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અને હઝરત ઇસ્માઈલ (અલૈ.) કઅબહની દિવારો ચણી રહ્યા હતા (અને દુઆ માગી રહ્યા હતા કે) હે અમારા પાલનહાર ! અમારા તરફથી આ સેવાને કબૂલ કરી લો. ખરેખર, આપ જ સાંભળનાર તથા સર્વજ્ઞ છો.'' *(આ. ૧૨૭)* ખુદાએ આ પિતા–પુત્રની વીરલ જોડીની સહૃદયતાનો સ્વીકાર કર્યો અને તે ઘરને અકલ્પ્ય માહાત્મ્ય બક્ષ્યું અને આદેશ આપી દીધો કે મુસલમાન, ભલે તે ધરતીના કોઈ પણ ખૂણામાં વસતો હોય, જો શક્તિ અને સામર્થ્ય ધરાવતો હોય તો ઓછામાં ઓછું એકવાર તો આ ઘરની યાત્રાએ જરૂર આવે અને પોતાના આ મહાન પૂર્વજોની કુરબાનીઓની યાદને તાજી કરે. હઝરત શાહ વલિયુલ્લાહ દહેલ્વી (રહ.) લખે છે, ''હજના હેતુઓમાં એક હેતુ તે વારસાના રક્ષણનો પણ છે, જે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અને હઝરત ઇસ્માઈલ (અલૈ.)એ મુસ્લિમો માટે છોડયો છે.'' *(હુજ્જતુલ્લાહિલ બાલિગહ, ભા. ૨, પે. ૪૨)*

હજ માટે ચોક્કસ સમય અને ચોક્કસ સ્થળ નિર્ધારિત હોવા પાછળ અનેક રહસ્યો છૂપાયેલાં છે, મહાન મુસ્લિમ વિદ્વાન હઝરત મૌલાના અશરફ અલી થાનવી (રહ.) લખે છે, ''પ્રત્યેક હુકૂમતને એક રાજધાની અને એક દરબારની આવશ્યક્તા હોય છે, જેથી લોકોમાં પરસ્પર ઓળખ જન્મે, પરસ્પર મુલાકાતો થાય. બસ, આવી જ રીતે ઈસ્લામને હજ (ચોક્કસ સમયે અને સ્થળે લોકોનું સંમેલન)ની જરૂરત છે.'' *(અહકામે ઈસ્લામિય્યહ, અક્લકી નઝરમેં, કિતાબુલ્ હજ, પેજ–૨૦૦)* ઈસ્લામી ચિંતનશૈલીના મહાન વિદ્વાન ઈમામ ગઝાલી (રહ.) લખે છે, ''કા'બા શરીફનું દ્રષ્ટાંત તે શાહી દરબાર સમાન છે, જ્યાં પોતાના સ્વામીના પરમભક્તો દૂર–સુદૂરથી વિયોગ અને વિરહમાં ઝૂરતા, સ્વામીના ઘરના દર્શનની મસ્તીમાં ઝૂમતાં 'સ્વ'ને ભૂલીને આવે છે

અને જમીન અને આકાશોના સ્વામી સામે નત્‌મસ્તક થઈને પોતાની તુચ્છતાનો એહસાસ લઈને ખુદાની મહાનતા સામે પોતાની પરાધીનતાને કબૂલીને એકત્ર થાય છે............'' *(ઈહ્યાઉલ્ ઉલૂમ, ભાગ–૧, પેજ–૨૪૦)* હઝરત શાહ વલિયુલ્લાહ (રહ.) લખે છે, ''હજના હેતુઓમાં તે વાત પણ છે, જેના માટે દુનિયાની સત્તાઓ વિભિન્ન પ્રકારના સંમેલનો અને પ્રદર્શનોનું આયોજન કરે છે. જેમાં દૂર–સુદૂરથી લોકોની વિશાળ સંખ્યા ભાગ લે છે, પરસ્પર મળે છે. સરકારની નીતિઓથી પરિચિત થાય છે. એવી રીતે હજ મુસ્લિમોનું અલ્લાહ દ્વારા નિયોજિત સંમેલન છે, જેમાં મુસ્લિમોની ભવ્યતા પ્રદર્શિત થાય છે. તેમની શક્તિઓ એકત્ર થાય છે અને (વિશ્વવ્યાપી ક્રાંતિ દ્વારા) સમાજનું નામ રોશન થાય છે.

*(હુજ્જતુલ્લાહિલ્ બાલિગહ, ભાગ–૨, પેજ–૪૨)*

ખુદા તરફથી એ પણ આદેશ થયો કે જ્યારે મારા ઘરના દર્શન માટે આવો ત્યારે પોતાના હૃદયને મલીનતાઓથી પવિત્ર કરવાનો નિર્ધાર કરો. મનેચ્છાઓ, ઝઘડાખોરી, વાણી અને વર્તનની વિકૃતિ જેવી તમામ ખરાબીઓથી દૂર રહો અને પોતાના હૃદયમાં અલ્લાહની મહાનતા અને અસીમ કૃપાઓનો ખ્યાલ જમાવો. અહંકાર અને મોટાઈનો ત્યાગ કરી દો, કેમ કે અલ્લાહની મહાનતા આગળ દુનિયાના કોઈ મનુષ્યની કોઈ જ વિસાત નથી.

હજની તમામ ગતિવિધિઓ એક માત્ર અલ્લાહની ઈબાદત માટે છે. મુસ્લિમો અલ્લાહની બંદગી માટે મક્કા જાય છે. કોઈ પથ્થરને ચૂમવા કે તેની પૂજા કરવા માટે જતા નથી. કા'બાની ભીંત પરના કાળા પથ્થરને ચૂમવો કે સ્પર્શવો એક મરજિયાત ક્રિયા છે અને લોકોની ભીડને ચીરીને ધક્કામુક્કી કરતાં આ કાળા પથ્થર સુધી પહોંચવું સદંતર ગેરવાજબી લેખવામાં આવ્યું છે. કા'બાના પવિત્ર પથ્થરનું વ્યવહારૂ

મહત્ત્વ એ છે કે તે પ્રદક્ષિણા (તવાફ)નું આરંભબિંદુ છે. જે લોકો એવી ગેરસમજમાં સપડાયેલાં છે કે મુસ્લિમો આ પથ્થરની પૂજા કરે છે તેઓને વાસ્તવમાં ઈસ્લામની એકેશ્વર ભાવનાનું વાસ્તવિક જ્ઞાન જ નથી એમ કહી શકાય.

હજ વેળા મુસ્લિમોના વિશ્વબંધુત્વનું એક અજોડ ચિત્ર સર્જાય છે. જગતના જુદા–જુદા ખૂણાઓમાંથી ખુદાના આજ્ઞાપાલકો એક સ્થળે એકત્ર થાય છે. રંગ, વર્ણ, જાતિ, ભાષા, પ્રદેશ જેવા તુચ્છ ભેદભાવો વિરુદ્ધ જાણે એક ક્રાંતિકારી સૂર ફુંકાય છે. પરસ્પર ભાઈચારા અને પ્રેમની મજબૂત ભાવનાઓ જન્મે છે અને હૃદયમાં હર્ષ અને શાંતિની એવી કેફિયત સર્જાય છે, જેનો પ્રભાવ જીવનભર બાકી રહે છે. હજ એ માનવવિશ્વનો પ્રતિવર્ષ યોજાતો સૌથી મોટો શાંતિ સમારંભ છે. વાસ્તવમાં, હજ એક એવી ઈબાદત છે, જેમાં આધ્યાત્મિક પ્રગતિ, નૈતિક તાકાત, અલ્લાહ પ્રત્યેનો અહોભાવ, સમૂહજીવનની ભાવના, શિસ્ત અને સંયમ અને માનવ કલ્યાણનું સર્વગ્રાહી શિક્ષણ સમાયેલું છે. અંગ્રેજ ઈતિહાસકાર V. Gorden Childe લખે છે, ''હજના આયનામાં દીન (ધર્મ) અને દુનિયા (સંસાર)નું પ્રતિબિંબ પડે છે અને આ ઈબાદતથી તે બધું જ પ્રાપ્ત થાય છે, જે એક વ્યાપક ધારણાનું લક્ષ્ય છે.'' *(What happened in History ?)*







# ૨૧. ઈસ્લામનું રાજ્યતંત્ર

ઈસ્લામ એ સૃષ્ટિના સ્વામીએ ઉતારેલી એક પરિપૂર્ણ જીવન વ્યવસ્થા હોવાથી, માનવજીવનની તમામ સમસ્યાઓ અને પાસાંઓ સાથે એને અત્યંત ઘનિષ્ઠ સંબંધ છે અને જીવનનું કોઈ પણ પાસું આ વ્યવસ્થાની પકડથી અલિપ્ત રહી શક્યું નથી. માનવજીવનનો પ્રવાહ યોગ્ય રીતે ચાલે તે માટે ન્યાયઆધારિત શાસનતંત્રનું હોવું અનિવાર્ય હોવાથી ઈસ્લામે એક અત્યંત પરિપૂર્ણ અને મૌલિક રાજ્યવ્યવસ્થા આપી છે. ઈસ્લામની આ રાજ્યવ્યવસ્થા સંસારની તમામ માનવઘડિત શાસન પદ્ધતિઓથી અત્યંત બુનિયાદી અને નક્કર રીતે સાવ ભિન્ન છે, જેમની વચ્ચે કોઈ પ્રકારની પાયારૂપ સમાનતાઓ શોધવી તદ્દન નિરર્થક છે.

ઇસ્લામની રાજ્યવ્યવસ્થા પોતાના સ્વભાવ અને બંધારણની દ્રષ્ટિએ એની ધરી (કેન્દ્રબિંદુ) અર્થાત્ અલ્લાહ અને આખિરતની માન્યતા તથા જીવન અને માનવ વિશેના ચિંતન સાથે એકદમ ગાઢ અને અતૂટ સંબંધ ધરાવે છે, જેને ઘડીભર માટે પણ અલગ કરીને ઈસ્લામી શાસનતંત્રના આત્માને ઓળખવો શક્ય નથી.

કુર્આન કહે છે, ''આકાશો અને ધરતીની રાજ્યસત્તા અલ્લાહ માટે જ છે.'' (૫૭ : ૫) અને એક સ્થળે છે, ''બરકતવંત છે તે જાત, જેના કબજામાં (સંપૂર્ણ) રાજ્યસત્તા છે.'' (૬૭ : ૧) આ પ્રકારનો ભાવાર્થ ધરાવતાં વિધાનો કુર્આનમાં ઠેકઠેકાણે જોવા મળે છે, જે

ઈસ્લામની રાજ્યવ્યવસ્થાના સ્વભાવ અને બંધારણની એકદમ સ્પષ્ટ સમજૂતી આપી દે છે. કુર્આનની આ સ્પષ્ટતા અનુસાર, માનવજીવનની વ્યવસ્થા જાળવવા માટે કાયદા અને કાનૂન ઘડવાનો અધિકાર સંસારના કોઈ માનવીને કે માનવીની બનેલી કોઈ પાર્લામેન્ટને નથી. તમામ માનવીઓ ખુદાના બંદા છે, કોઈ કોઈનો સ્વામી નથી. બધાનો ખરો શાસક અલ્લાહ છે અને તે ખરા શાસકને જ આ અધિકાર પ્રાપ્ત છે કે તે પોતાના બંદાઓ ઉપર હુકૂમત અને શાસન ચલાવે, તથા કાયદાઓ બનાવીને એનું અનુસરણ કરવા જનસમાજને આદેશ આપે. ઈસ્લામી રાજ્યવ્યવસ્થા મુખ્ય ત્રણ સિદ્ધાંતો પર ઘડાયેલું ખુદાદત્ત બંધારણ છે. તે ત્રણ સિદ્ધાંતો આ મુજબ છે : (૧) તવહીદ (૨) રિસાલત અને (૩) ખિલાફત. જેમ કે કુર્આન કહે છે, ''હે ઈમાનવાળાઓ ! અલ્લાહ અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આદેશોનું પાલન કરો અને જેઓ તમારામાંથી શાસક છે તેમની પણ તાબેદારી કરો અને જો કોઈ મામલામાં તમારા વચ્ચે મતભેદ થઈ જાય તો અલ્લાહ અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તરફ વળો'' (અર્થાત્ કુર્આન અને સુન્નત તરફ વળો.) (૪ : ૫૯) કુર્આનની આ સ્પષ્ટતાથી તવહીદ, રિસાલત અને ખિલાફતના સિદ્ધાંતો પ્રકાશમાં આવી જાય છે. ઈસ્લામી રાજ્યમાં ખુદાએ જે કાનૂન પોતાના પયગમ્બર મારફત અર્પી દીધાં છે તેની વિરુદ્ધ કોઈ પણ પ્રકારની નીતિરીતિ અપનાવી શકાતી નથી. તવહીદનો અર્થ વિશાળ છે, જેમાં એ વાત પણ આવી જાય છે કે ખુદા સિવાય કાયદાઓ ઘડવાનો અધિકાર કોઈને નથી, ખુદાનો કાનૂન જે માર્ગે માનવજાત સુધી આવે છે, તેને રિસાલત (પયગમ્બરી) કહેવાય છે. ઈસ્લામની પરિભાષામાં આ બે બાબતોને જ શરીઅત કહેવામાં આવે છે, ખિલાફતનો અર્થ પ્રતિનિધિત્વનો છે. મનુષ્યને ખુદાએ પોતાનો નાયબ બનાવીને દુનિયામાં મોકલ્યો છે. ખુદાના પ્રતિનિધિ

તરીકે એને હક આપવામાં આવ્યો છે કે તે ખુદાની રાજ્યસત્તામાં ખુદાના અધિકારોનો ઉપયોગ કરે; પરંતુ પ્રતિનિધિત્વને લાયક તે જ હોઈ શકે છે, જે સાચા અર્થમાં પ્રતિનિધિત્વના હક્કો અને જવાબદારીઓ બજાવે. જો કોઈ પ્રતિનિધિ એના મૂળ સત્તાધીશના આદેશોનું ઉલ્લંઘન કરે તો સ્વાભાવિક દ્રષ્ટિએ જ તે પ્રતિનિધિત્વ (ખિલાફત)ની લાયકાત ગુમાવી બેસે છે. કેમ કે, પ્રતિનિધિ (ખલીફહ)નું કર્તવ્ય જ એ છે કે તે પોતાના ઉપરી અધિકારીની આજ્ઞાઓ મુજબ વર્તે. આ દ્રષ્ટિકોણ અનુસાર ઈસ્લામી રાજ્યમાં શાસનની ધુરા સંભાળવા માટેનો અધિકાર અને લાયકાતો તે વ્યક્તિ જ ધરાવી શકે છે, જે અલ્લાહ અને તેના પયગમ્બરની આજ્ઞાઓથી સંપૂર્ણ વાકેફ હોય અને એનું જીવન ખુદાના આજ્ઞાપાલનનો નમૂનો હોય. આમ, ઈસ્લામમાં શાસનના ઉચ્ચ હોદ્દાઓ માટે વર્ણ, પ્રદેશ, ભાષા અને રંગના ભેદભાવોને કોઈ સ્થાન નથી. ખુદા અને તેના સંદેશવાહકનો સાચો અનુયાયી હોવું જ એક માત્ર પૂર્વ શરત છે. ઈસ્લામી ખિલાફતમાં પશ્ચિમી લોકશાહીની જેમ પ્રજા પોતાનું બંધારણ પોતે ઘડવાનો અધિકાર ધરાવતી નથી. બંધારણ તો ખુદાએ પોતાના સંદેશવાહક મારફતે આપી દીધું છે તે જ બધાંને માન્ય છે. અલબત્ત, એવી ગૌણ બાબતો કે જે અંગે કુર્આન અને હદીષમાં સ્પષ્ટ આદેશો મવજૂદ ન હોય ત્યાં રાજ્યતંત્રના જવાબદાર હોદ્દેદારો ઈસ્લામી દ્રષ્ટિકોણના વર્તુળમાં રહીને વાજબી નિર્ણય લેવાનો અધિકાર ધરાવે છે. વળી, ઈસ્લામી રાજ્યમાં શાસક જો ખુદા અને પયગમ્બરની આજ્ઞાઓની વિરુદ્ધ કોઈ કાનૂન બનાવે તો પ્રજા તેના અનુસરણ માટે જરા પણ બંધાયેલી નથી. આ આદેશ ખુદ પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આપેલો છે અને હદીષના ગ્રંથોમાં તે વિવરણ સહિત મવજૂદ છે. ઈસ્લામી રાજ્યના મૂળભૂત સિદ્ધાંતોમાં એક સિદ્ધાંત એ પણ છે કે રાજ્યની નજરમાં સૌ સરખાં છે, કોઈના માટે કોઈ ભેદભાવ નથી. ઈસ્લામી રાજ્યમાં દરેક સામાન્ય માણસ રાજ્યના ઉચ્ચ

અધિકારીઓ અને પ્રમુખ કે વડાપ્રધાન ઉપર પણ કેસ કરી શકે છે અને તદઅનુસાર રાજ્યના પ્રમુખને પણ ન્યાયાલયમાં એ જ રીતે હાજર થવું પડે છે, જે રીતે દેશનો એક સાધારણ નાગરિક હાજર થાય છે. ઈસ્લામી શાસન વ્યવસ્થામાં સલાહ, અભિપ્રાયો અને મંતવ્યોને વિશેષ સ્થાન પ્રાપ્ત છે. કુર્આન અને હદીષમાં આ બાબત ઉપર વિશેષ ભાર મૂકવામાં આવ્યો કે રાજ્યનું પ્રત્યેક કાર્ય પરસ્પરની નિખાલસ ચર્ચા–વિચારણા અને અભિપ્રાયોની આપ–લે પછી થવું જોઈએ. આ માટે એક 'મજલિસે શૂરા' (સલાહકાર સમિતિ) હોવી જોઈએ, જેને સામાન્ય પ્રજાનો વિશ્વાસ પ્રાપ્ત હોય. ઈસ્લામી રાજ્યનાં મૂળભૂત સિદ્ધાંતો પૈકી એક સિદ્ધાંત એ પણ છે કે રાજ્યનો ઉચ્ચ હોદો સ્ત્રીઓને આપી શકાય નહીં. આ માટે ઈસ્લામની પાસે અનેક સામાજિક, પ્રાકૃતિક, તાર્કિક અને મનોવૈજ્ઞાનિક દલીલો છે, જેની વિસ્તૃત ચર્ચાનો આ સંક્ષિપ્ત પુસ્તિકામાં અવકાશ નથી. ઈસ્લામી રાજ્યની એ જવાબદારી પણ છે કે રાજ્ય તેના કોઈ નાગરિકને મૂળભૂત જીવનજરૂરિયાતોથી વંચિત રહેવા દેશે નહીં. અન્ન, વસ્ત્ર, તબીબી સારવાર, મકાન, શિક્ષણ જેવી પ્રાથમિક જરૂરિયાતો રાજ્યના દરેક નાગરિકની સંતોષાય તે માટે દરેક પ્રકારના પ્રયત્નો કરવા ઈસ્લામી રાજ્ય બંધાયેલું છે. વળી, તેમાં મુસ્લિમ કે બિનમુસ્લિમનો કોઈ ભેદભાવ નથી. ઈસ્લામી રાજ્યમાં વસતાં પ્રત્યેક નાગરિકને વાણી અને વિચારોની સ્વતંત્રતાનો અધિકાર પ્રાપ્ત છે, જે અનુસાર ઈસ્લામી રાજ્ય પોતાના વિચારોને કોઈ નાગરિક ઉપર જબરદસ્તીથી લાદી શકે નહીં. નાગરિકોને જાન, માલ અને સ્વમાનના રક્ષણનો મૂળભૂત અધિકાર પ્રાપ્ત છે, જેને જાળવવા ઈસ્લામી રાજ્ય બંધાયેલું છે. ઈસ્લામી રાજ્યમાં વસતા બિનમુસ્લિમોને પોતાની માન્યતા--ધાર્મિક રીતરિવાજો મુજબ રહેવાનો સંપૂર્ણ અધિકાર છે. વળી, ઈસ્લામી રાજ્ય માત્ર કાયદો અને વ્યવસ્થાને જાળવવા

પૂરતું જ જવાબદાર નથી, બલકે ખુદાને પસંદ એવી ભલાઈઓને ફેલાવવી અને ખુદાને નાપસંદ દૂષણોને અટકાવવાં એ ઈસ્લામી રાજ્યની સૌથી મહત્ત્વપૂર્ણ ફરજ અને જરૂરી કર્તવ્ય છે, જે અલ્લાહની કિતાબ કુર્આન અને હદીષના સ્પષ્ટ આદેશો ઉપર આધારિત છે. કુર્આન કહે છે, ''આ (ઈમાનવાળા) તે લોકો છે કે જો એમને અમે ધરતી ઉપર સત્તા અર્પણ કરીએ તો નમાઝ કાયમ કરે, ઝકાત આપે, સદ્કાર્યોનો ઉપદેશ આપે અને દુરાચારોને અટકાવે.'' *(સૂર : હજ્જ : ૪૧)*

—ઈસ્લામની રાજ્ય વ્યવસ્થાના સ્વરૂપ અને સ્વભાવનો આ ટૂંકસાર છે. વિદ્વાનોએ આ વિશે અલગ પુસ્તકો લખીને તેની વિસ્તૃત છણાવટ કરી છે.







# ૨૨. ઈસ્લામ અને મુસ્લિમોનું ચારિત્ર્ય

કોઈ વ્યક્તિનું મુસ્લિમ ન હોવું અને દુરાચારી હોવું એ બિલકુલ શક્ય હોઈ શકે છે, પણ કોઈ વ્યક્તિનું મુસ્લિમ હોવું અને દુરાચારી હોવું એ એકદમ અચંબાની વાત ગણી શકાય. કેમ કે, મુસ્લિમ હોવું એ નાની–સૂની બાબત નથી. મુસલમાન હોવું એટલે પોતાના જીવન અને મરણને, પોતાની તમામ મનેચ્છાઓને પોતાના સ્વામીની પ્રસન્નતા મેળવવા માટે ઢાળી દેવાં. મુસલમાન અને સદાચાર પરસ્પર એ રીતે સંકળાયેલાં છે, જેમ કે, ઈમારત અને તેનો પાયો. જેવી રીતે પાયા વિના મજબૂત ઈમારતનું ખડા રહેવું શક્ય નથી, તેવી જ રીતે ઈમાન અને સદાચરણ વિના સાચા મુસ્લિમ હોવું પણ શક્ય નથી.

મુસલમાન હોવું એ એક પ્રકારનું નથી, જેમ કે કોઈનું યહૂદી, ખ્રિસ્તી, હિન્દુ, બૌદ્ધ, પારસી, શીખ વગેરે હોવું, વાસ્તવમાં, મુસલમાન હોવું એ વ્યક્તિના હૃદયની કૈફિયત અને પરિસ્થિતિનું નામ છે. અલ્લાહ હૃદયના ભેદોનો જાણકાર છે. કોઈ વ્યક્તિ જીવનભર પોતાને મુસલમાન કહેવડાવે, પણ ખુદાની દ્રષ્ટિએ તે 'મુસલમાન' ઠરે તો જ તેની મુક્તિ શક્ય છે. કેટલીક વ્યક્તિઓ એવી હશે જે કિયામતના દિવસે અલ્લાહની નજદીક મુસ્લિમ નહીં ઠરે, એ છતાં પણ કે, દુનિયામાં લોકો તેમને મુસલમાન સમજતા હતા. માણસ દુનિયાના લોકોને છેતરી શકે છે, પણ અલ્લાહને છેતરી શકતો નથી. ઈસ્લામના વિદ્વાનો આ કારણોસર તો કોઈ રતિલાલ, છગનલાલ, દીપસિંહ કે સાયમનને પણ બેધડક 'કાફિર' કહેવાની મનાઈ કરે છે. હા, જો કોઈના વિચારો

ઉપરથી જ સાફ જણાઈ આવે કે તે નાસ્તિક છે, તો એ પરિસ્થિતિમાં એ વ્યક્તિનું નામ હમીદ કે કરીમ હોય તો પણ તે ''કાફિર' કહેવાશે. કેમ કે, માનવી નામ, વંશ, પહેરવેશને કારણે મુસલમાન નથી હોતો. મુસલમાન હોવાનો આધાર આચાર અને વિચાર ઉપર રહેલો છે.

ઈમાન અને ઈસ્લામની દ્રષ્ટિએ માનવજાતને મુખ્યત્વે ચાર વિભાગોમાં વર્ગીકૃત કરી શકાય : (૧) જેમના જીવનની તમામ પ્રવૃત્તિઓ અને દોડધામોનો હેતુ ખુદાની પ્રસન્નતા મેળવવાનો હોય અને દુરાચારોથી જે બિલકુલ પવિત્ર હોય, (૨) જેઓ ઈમાન તો ધરાવે છે પણ તે છતાં ઈમાનની નિર્બળતાને કારણે દુરાચારોમાં વ્યસ્ત હોય, (૩) જેમના હૃદયમાં ઈમાન નથી, પરંતુ તેમનું આચરણ તેમના સદાચારી હોવાની છાપ ઉપસાવતું હોય. આ લોકો ઈમાનના અભાવને કારણે જરા પણ વિશ્વાસપાત્ર નથી, (૪) જેમના હૃદયમાં ઈમાન પણ નથી અને આચરણની દ્રષ્ટિએ પણ દુરાચારી હોય. આ લોકો સૌથી નિમ્ન કક્ષાના ગણી શકાય.

આ વર્ગીકરણમાં કયો માનવી કઈ કક્ષાનો છે તે ફક્ત અલ્લાહ જ સારી રીતે જાણે છે, તેથી દરેક વ્યક્તિએ હર હંમેશ એ વાતથી ડરવું જોઈએ કે રખેને અલ્લાહની અદાલતમાં તે કાફિર ઠરે અને ભયાનક પરિણામનો તેને સામનો કરવો પડે.

આજે જગતમાં માનવજાત જે દિશાશૂન્ય મનોસ્થિતિમાં ભટકી રહી છે તેના માટે મુસ્લિમ ચારિત્ર્યની વિકૃતિ પણ ચિંતાજનક હદ સુધી જવાબદાર છે. મુસલમાનો સિવાયના કોઈ પણ માનવજૂથને એની ચારિત્ર્યહીનતા બદલ દોષ દઈ શકાય નહીં. કેમ કે, ચારિત્ર્યના મૂલ્યનો આધાર ઈમાન ઉપર છે. મુસલમાનો માત્ર ઈસ્લામને જ સત્ય માનતા હોવાથી પણ તેમની ચારિત્ર્યહીનતા સાવ જુદી પડી જાય છે. મુસલમાનોની જીવનરીતિ ચારિત્ર્યભ્રષ્ટતાને કારણે ધિક્કારનું કેન્દ્ર

બની છે અને લોકો ચિત્રવિચિત્ર પ્રકારના અભિપ્રાયો આ અંગે દર્શાવી રહ્યાં છે. : કોઈ કહે છે, 'સર્વશ્રેષ્ઠ ધર્મ ઈસ્લામ છે, સૌથી ખરાબ મુસલમાનો છે.' કોઈ કહે છે, 'ઇસ્લામના કુર્આન અને મુસલમાનોના કુર્આનમાં આભ–જમીનનો તફાવત છે, વગેરે વગેરે.'

જો કે, ઈસ્લામ તો તે પ્રત્યેક ધર્મ છે, જે એને અનુસરે. મુસ્લિમોનું ચારિત્ર્ય એ ઈસ્લામ વિરુદ્ધની કોઈ દલીલ નથી. અલ્લાહને ત્યાં દરેક વ્યક્તિ પોતાના કર્મ માટે પોતે જવાબદાર છે. અલ્લાહે દરેકને એટલી સમજ આપી જ છે કે સત્ય અને અસત્યનો ભેદ માનવી પારખી શકે. ખુદાને ત્યાં કોઈ પણ માનવીનું બહાનું કે દલીલ ચાલવાનાં જ નથી. મુસ્લિમોની ચારિત્ર્યહીનતાને દલીલ બનાવીને સચ્ચાઈથી વિમુખ થવું એ સદબુદ્ધિ નથી. મુસ્લિમો પર આક્ષેપો કરી દેવાથી મૌત પછી કિયામતના દિવસે ઉત્પન્ન થનારી સમસ્યાઓનો ઉકેલ આવી શકતો નથી. આ કોઈ નાની–સૂની બાબત નથી, જેને ઉપલક દ્રષ્ટિએ જોઈને વિસારી દેવામાં આવે.

મુસલમાનો કોઈ વંશ, રંગ કે રાષ્ટ્રને આધારે બનેલો સમૂહ નથી. સિદ્ધાંતો અને આચારવિચારની બુનિયાદ ઉપર સર્જાયેલો વિશ્વવ્યાપી સમૂહ છે. જે માનવી ઇસ્લામ ઉપર અમલ કરીને ચારિત્ર્ય અને સદાચારના ક્ષેત્રમાં આગળ વધશે તે અલ્લાહને ત્યાં વધુ સન્માનને પાત્ર ઠરશે. ભલે, તે ગમે તે રંગ, વર્ણ, રાષ્ટ્ર કે જાતિનો હોય. દુનિયામાં અનેક બિનમુસ્લિમોએ ઇસ્લામનો સ્વીકાર કરીને જન્મજાત મુસ્લિમો કરતાં પણ ઉચ્ચ સ્થાન મેળવ્યાના અનેક ઉદાહરણો છે. જન્મજાત મુસ્લિમોની ચારિત્ર્યિક સુધારણા માટે નવ મુસ્લિમોએ જે મહેનત કરી છે અને આજે પણ કરી રહ્યાં છે તે આ વાતનો સ્પષ્ટ પુરાવો છે કે ઈસ્લામ કોઈની ''બાપીકી જાગીર'' નથી, માનવમાત્ર ઈસ્લામના વર્તુળમાં આવીને અન્ય મુસ્લિમો માટે દાખલો બેસાડી શકે છે.

કેટલાક લોકોનું મંતવ્ય છે કે મુસલમાનોના ચારિત્ર્યની વિકૃતિએ સંસારની માનવજાતને સત્ય સ્વીકારવાથી રોકી રાખી છે. આ વાત જો કે એક હદ સુધી ઘણી જ દુ:ખદાયક છે કે બધાં જ મુસલમાનો ઈસ્લામને સંપૂર્ણપણે આચરણમાં નથી મૂકતા; પરંતુ દલીલ તરીકે આ પ્રકારના મંતવ્યો ટકી શકે એમ નથી. કેમ કે, કોઈ શું કરે છે તે જોવું બુદ્ધિગમ્ય વાત નથી. મુસલમાનો અગર ઈસ્લામ પર નથી ચાલતા તો તેઓ જાણે અને ખુદા જાણે. અલ્લાહને ખબર છે કે સાચો મુસલમાન કોણ છે અને બનાવટી મુસલમાન કોણ છે ? કિયામતના દિવસે ખુદા તેનો ફેંસલો કરી દેશે. દરેકનું આચરણ પોતપોતાની સાથે છે. સંસારમાં અનેક મુસ્લિમો એવા છે, જે સાચા અર્થમાં ખુદાના આજ્ઞાપાલક છે. જો ચારિત્ર્યહીન મુસ્લિમનું વ્યક્તિત્વ દલીલ બની શકતું હોય તો ચારિત્ર્યવાન મુસ્લિમનું વ્યક્તિત્વ શા માટે દલીલ ન બની શકે ? વાસ્તવમાં મુસ્લિમોની ચારિત્ર્યહીનતાને ઈસ્લામ વિરુદ્ધની દલીલ બનાવવી એ દંભમાત્ર છે અને એક બુનિયાદી હકીકતને ન સ્વીકારવા માટેનું કંગાળ બહાનું છે. 'સર્વ શ્રેષ્ઠ ઈસ્લામ છે, પણ સૌથી ખરાબ મુસલમાનો છે' એમ જ્યોર્જ બર્નાડ શોએ કહ્યું તેનું કારણ, વાસ્તવમાં તો એ જ જણાય છે કે બનાર્ડ શોમાં સીધી રીતે ''ઈસ્લામ ખરાબ છે'' એમ કહેવાની હિંમત ન હતી. કેમ કે, જે વ્યક્તિના મતે કોઈ સિદ્ધાંત સર્વશ્રેષ્ઠ હોય તે વ્યક્તિ પાસે એના અસ્વીકાર માટે કોઈ બહાનું જ હોઈ શકતું નથી.

જો ઈસ્લામ સર્વશ્રેષ્ઠ હોય તો એના અનુયાયીઓનું સારા કે ખોટા હોવાનું કોઈ જ મહત્ત્વ રહેતું નથી. અલબત્ત, પોતાને મુસલમાન તરીકે ઓળખાવતી પ્રત્યેક વ્યક્તિએ સદા એ માટે પ્રયત્નશીલ રહેવું જોઈએ કે આ દુનિયાની લિસ્ટમાં જેમ તેનું નામ મુસલમાન તરીકે નોંધાયેલું છે, તેવી રીતે અલ્લાહની લિસ્ટમાં પણ તે મુસલમાન તરીકે જ નોંધાય.



# ૨૩. ઈસ્લામ : વિજ્ઞાનનો પ્રેરણાસ્ત્રોત

અગર કોઈ એમ પૂછે કે ''માનવી અને એના શરીરનાં હાથ, પગ, કાન, નાક, આંખ વચ્ચે કોઈ સંબંધ છે ખરો ?'' તો આ પ્રશ્ન કેટલો હાસ્યાસ્પદ અને નિરર્થક ગણાય ! સામાન્ય બુદ્ધિ ધરાવનાર પણ કહેશે કે આ તો કોઈ સવાલ છે ? માનવ અને એનાં શરીરનાં અવયવો વચ્ચેનો અતૂટ સંબંધ તો એક કુદરતી હકીકત છે, જેનાથી એક બાળક સુદ્ધાં વાકેફ છે. બરાબર આ જ પ્રકારે, ''ઈસ્લામ અને વિજ્ઞાન વચ્ચે કોઈ સંબંધ છે ખરો ?'' એ સવાલ પણ એટલો જ હાસ્યાસ્પદ અને નિરર્થક છે. આ પ્રકારનો પ્રશ્ન તે જ માણસ પૂછી શકે છે, જે ઈસ્લામને પણ અન્ય ધર્મોની જેમ માત્ર એક ધર્મ સમજતો હોય. વાસ્તવમાં, ઈસ્લામ એક સંપૂર્ણ જીવન વ્યવસ્થા હોવાને કારણે તેને માનવજીવનના તમામ વિભાગો સાથે સમાંતર અને અતૂટ સંબંધ છે. વિજ્ઞાન એ માનવજીવનનું અત્યંત મહત્ત્વપૂર્ણ અંગ છે, તેથી ઇસ્લામનો વિજ્ઞાન સાથે સમાંતર સંબંધ હોવો અત્યંત સ્વાભાવિક અને પ્રાકૃતિક સત્ય છે. સાંસારિક જીવન અને આખિરત સાથે સુમેળ અને સંકલન એ ઈસ્લામની વિશેષતા છે. અહીં, સંસાર અને આધ્યાત્મનાં અલગ અલગ વિચારને સ્થાન નથી, બંને પરસ્પર સંકળાયેલાં અને એકબીજાનાં ઓતપ્રોત છે. આ કારણે તે પ્રત્યેક પ્રવૃત્તિ, જે માનવજીવનને સુખમય અને સરળ બનાવતી હોય, ઈસ્લામ તેને આવકારે છે. અલબત્ત, ઈસ્લામ ચાહે છે કે વ્યક્તિ પોતાના સર્જનહારનો પાડ માને અને સદા એ વાતથી ડરે કે

'વિજ્ઞાન' અને આધુનિક સગવડો એને અલ્લાહથી વિમુખ ન કરી દે. કેમ કે, જે આવડત, લાયકાતો અને બુદ્ધિ દ્વારા માનવી વિજ્ઞાન અને ટેકનોલોજીમાં આગળ વધી રહ્યો છે તે આવડત અને બુદ્ધિ તો અલ્લાહે જ આપેલાં છે. ઈસ્લામ ચાહે છે કે માનવી પોતાની ચારે તરફ ફેલાયેલ સૃષ્ટિ વિશે વધુ ને વધુ જ્ઞાન પ્રાપ્ત કરે અને પ્રકૃતિના છૂપાં રહસ્યોને માલૂમ કરે અને અલ્લાહની મહાનતાને ઓળખે. કુર્આન વારંવાર માનવજાતને જમીન અને આકાશોના સર્જનમાં અને સૃષ્ટિની અદ્‌ભૂત વ્યવસ્થામાં ચિંતન અને મનન કરવા આમંત્રણ આપે છે. કુર્આનનો અભ્યાસ કરનાર પ્રથમ દ્રષ્ટિએ જ એનો તાગ મેળવી શકે છે.

ધર્મ અને વિજ્ઞાન વચ્ચેના સંઘર્ષનો ઉદ્‌ભવ યુરોપમાં ચર્ચવાળાઓની મૂર્ખતા અને સ્વાર્થને કારણે થયો. યુરોપમાં જ્યારે કેટલાક વિજ્ઞાનિકોએ પાદરીઓની 'ધાર્મિક' માન્યતાઓ અને સિદ્ધાંતોને પ્રાયોગિક દ્રષ્ટિએ પોકળ ઠેરવ્યાં ત્યારે ઊહાપોહ મચી ગયો. ધર્મના નામ પર ચર્ચ દ્વારા અનેક પ્રકારની મનઘડત માન્યતાઓ ઘડી કાઢવામાં આવી હતી. પાદરીઓને મન એમના એ મનઘડત સિદ્ધાંતોનો ઈન્કાર એ ખુદાઈ હકીકતોનો ઈન્કાર હતો. આથી વિજ્ઞાનના જે કોઈ નિષ્ણાતે એમના મંતવ્યનો વિરોધ કર્યો એમને ચર્ચ દ્વારા સખત શારીરિક પીડાઓમાં નાખવામાં આવ્યાં. ફ્રેન્ચ સાહિત્યકાર અને વિજ્ઞાની ડૉ. મોરીસ બકૌલે લખે છે, ''ધર્મ અને વિજ્ઞાન વચ્ચેનો સંબંધ સદા સમાન રહ્યો નથી. આ એક હકીકત છે કે કોઈ પણ એકેશ્વરવાદી ધર્મમાં વિજ્ઞાનને વખોડી કાઢતાં કોઈ જ પ્રમાણો મવજૂદ નથી. તે છતાં અમારી રીતે આ હકીકતોનો સ્વીકાર કરવો જોઈએ કે વિજ્ઞાનીઓને અમુક વર્ગના ધર્મગુરૂઓ સામે પ્રચંડ યાતનાઓ ભોગવવી પડી છે. ઇસાઈ જગતનાં ધાર્મિક સત્તાવાળાઓ ઘણી સદીઓ સુધી વિજ્ઞાનના વિકાસનો વિરોધ કરતા રહ્યા. તેઓ આ વિરોધ આકાશી ગ્રંથોના આધાર ઉપર નહીં,

પણ પોતાની મરજીથી જ કરતા હતા. વિજ્ઞાનીઓ જો તેમના મંતવ્યો ન બદલે તો જાહેરમાં આગમાં બાળી મૂકવામાં આવતા હતા...... દા. ત. ઈટાલીયન વિજ્ઞાની ગેલેલીયો (૧૫૬૯–૧૬૪૨)એ પોલેન્ડના વિજ્ઞાની કોપરનિકસ (૧૪૭૩–૧૫૪૩)ની શોધનું સમર્થન કરતાં કહ્યું હતું કે સૂર્ય પૃથ્વીની આસપાસ નથી ફરતો, પરંતુ પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે. ગેલીલીયો પર રોમની ધાર્મિક અદાલતમાં કામ ચલાવવામાં આવ્યું હતું અને તેને (બાર વર્ષ સુધી) જેલમાં પૂરી દેવામાં આવ્યો હતો.'' *(બાઈબલ, કુર્આન અને સાયન્સ, પેજ–૧૬૦)* ચર્ચના ધૃણાસ્પદ અત્યાચારોને કારણે ધર્મ અને વિજ્ઞાન વચ્ચે જાણે એક ભેદરેખા દોરાઈ ગઈ. ચર્ચવાળાઓના પાપે જ એવો વર્ગ અસ્તિત્ત્વમાં આવ્યો, જે વિજ્ઞાન અને ધર્મ વચ્ચે કોઈ સુમેળ જ જોતો ન હતો. જેમ કે એક અમેરિકન પ્રોફેસર લખે છે, ''Science has shown religious to be history's cruelest and wickest hoax. (અર્થાત્ : વિજ્ઞાને પૂરવાર કરી દીધું છે કે ધર્મ એ ઈતિહાસનો સૌથી કરુણ અને સૌથી ખરાબ દંભ છે.'' *(Science and Christian Belief, P. 4. Quoted by C. A. Coulson)*

શું ઈસ્લામ અને વિજ્ઞાનિકો એ જ સંબંધો પ્રવર્તે છે, જે ચર્ચ અને વિજ્ઞાનિકો વચ્ચે પ્રવર્તતા હતા ? આજે ઈસ્લામનો સંપૂર્ણ ઈતિહાસ આપણી સામે છે. ઈસ્લામી શાસનના લાંબા ગાળામાં કોઈ એક યુગ પણ એવો નથી વીત્યો જ્યારે વિજ્ઞાનિકોને જુલ્મનો ભોગ બનવું પડયું હોય ! ઈસ્લામના ઇતિહાસમાં મોટા મોટા વિજ્ઞાનીઓ થઈ ગયાં છે, પરંતુ કોઈ એકાદ દાખલો પણ એવો નથી મળતો કે એમના પૈકી કોઈને કેવળ પોતાના સિદ્ધાંતોને કારણે અત્યાચાર સહન કરવો પડયો હોય. મુસલમાન રાજવીઓએ વિજ્ઞાનિકોને ચર્ચવાળાઓની જેમ કદી શત્રુ ન સમજ્યા, બલકે સદા તેમને આવકાર, માન, સન્માન અને પ્રોત્સાહન

આપ્યાં. કેમ કે, ઈસ્લામ વિજ્ઞાનને કદી 'પરાયી વસ્તુ' નથી ગણતો. **મોરીસ બકૌલે લખે છે, ''મધ્યયુગની ઈસ્લામની વિદ્યાપીઠોમાં વિજ્ઞાને પ્રથમ વાર આંતરરાષ્ટ્રીય સ્વરૂપ અપનાવ્યું હતું. એ સમયે મુસલમાનોમાં અત્યારની સરખામણીમાં ધાર્મિક જુસ્સો ઘણો વધારે હતો; પરંતુ આ વાતે તેઓને એકી સાથે 'ધાર્મિક' અને 'વિજ્ઞાનિક' બનતા રોક્યા ન હતા. વિજ્ઞાન મઝહબનો જ જોડકો ભાઈ હતો.''**

*(બાઈબલ, કુર્આન અને સાયન્સ પેજ–૧૬૨)*

ઈસ્લામના સિદ્ધાંતો નમાઝ, રોઝા, ઝકાત, હજ સ્વયં વિજ્ઞાન અને સંશોધનોની જરૂરિયાતને છતી કરે છે. નમાઝના સમય ચોક્સાઈથી નક્કી કરવા અને કા'બા શરીફની દિશા જાણવા ભૂગોળ અને ખગોળ શાસ્ત્રથી પરિચય કેળવવો પડે. રોઝા માટે પણ ઉષા, સૂર્યાસ્ત જેવી પ્રાકૃતિક બાબતોનો અભ્યાસ કરવો પડે. હજ માટે મક્કા શરીફ પહોંચવા દિશા, અંતર, નકશાવાચન, વાહનવ્યવહાર, નાણાબદલી વગેરે અંગેનું જ્ઞાન મેળવવું પડે. ઝકાત અદા કરવા સંખ્યા અને ગણિતશાસ્ત્ર જરૂરી બને. વારસાની ચોક્સાઈપૂર્વકની ગણતરી માટે પણ આ જ્ઞાન જરૂરી છે. કુર્આનમાં જે ઐતિહાસિક તથ્યોનો ઉલ્લેખ છે તેની વિસ્તૃત સમજ કેળવવા માટેનું વિજ્ઞાન–anthropologhyનો અભ્યાસ અને ભાષાના સંકેતો સમજવા ભાષાશાસ્ત્રનો વિકાસ જરૂરી છે.–આમ, ઈસ્લામના સિદ્ધાંતોમાં વિજ્ઞાન સ્વયંભૂ સંકળાયેલું જોવા મળે છે અને એ હકીકત સ્પષ્ટ થઈ જાય છે કે ઈસ્લામ અને વિજ્ઞાન વચ્ચેના સંબંધોને ''શોધવા'' માટે મથવું બિલકુલ હાસ્યાસ્પદ છે.

**નોંધ :** આ વિષયના અનુસંધાનમાં વિખ્યાત ફ્રેન્ચ વિજ્ઞાની ડૉ. મોરિસ બકૌલેનું પુસ્તક "The Bible, the Quran and the Science" અભ્યાસને લાયક છે. આ પુસ્તકનો ગુજરાતી અનુવાદ હબીબ લાખાણીએ કર્યો છે, જે કરાંચી (પાકિસ્તાન)થી પ્રગટ થયેલ છે.

* * *

# ૨૪. ઈસ્લામ અને નૈતિક્તા વચ્ચેનો સંબંધ

અલ્લાહે માનવીની પ્રકૃતિનું ઘડતર જ એવી નિયોજિત ઢબે કર્યું છે કે માનવી ભલાઈ અને બુરાઈ વચ્ચેનો તફાવત સહેલાઈથી સમજી શકે છે. સત્ય, પ્રામાણિક્તા, વફાદારી, સંયમ, વચનપાલન, બહાદુરી, સહનશીલતા, ધૈર્ય, કર્તવ્યનિષ્ઠા, કરુણા, સહાનુભૂતિ, પ્રેમ, ઉદારતા, સહિષ્ણુતા, સહકાર, સદ્‌વર્તન વગેરે ગુણો એવાં છે, જેમને માનવીની પ્રકૃતિએ પહેલાંથી જ સદ્‌ગુણો તરીકે ગણાવ્યાં છે અને આ ઉમદા ગુણોની સ્થાપના માટે પ્રયત્નો કર્યા છે. એનાથી વિરુદ્ધ જૂઠ, અન્યાય, સ્વચ્છંદતા, બેઈમાની, દગાબાજી, ક્રૂરતા, સ્વાર્થવૃત્તિ, કાયરતા, બદતમીઝી, કામચોરી, છેતરપિંડી, ઈર્ષ્યા, દંભ, શોષણખોરી વગેરે એવાં ગુણો છે, જેમને માનવપ્રકૃતિએ પહેલાંથી જ નાપસંદ કર્યાં છે અને ક્યારે કોઈ સમય પણ એવો આવ્યો નથી કે આ દુર્ગુણોને વખાણવામાં આવ્યાં હોય.

નૈતિક ગુણો આ દ્રષ્ટિએ પ્રાકૃતિક અને કુદરતી હકીકત છે; પરંતુ માનવીમાં ભલાઈ અને બુરાઈને ઓળખવાની જે શક્તિ રહેલી છે, તે શું ખરેખર એને સજ્જન બનાવી શકે છે ? તે શું માનવીને દુર્જન બનતાં અટકાવી શકે છે ? અનુભવો આપણને બતાવે છે કે માનવી કેટલાંય કામ ઘૃણાસ્પદ હોવા છતાં કરતો જ રહે છે અને અનેક ગુણો મૂલ્યવાન હોવા છતાં જાણી જોઈને તેના પ્રત્યે ઉપેક્ષા સેવતો રહે છે. ખરેખર તો એક એવી નૈતિક વ્યવસ્થા હોવી જોઈએ, જે માનવીને સદાચાર તરફ પ્રેરે અને દુરાચારોથી અટકાવે. આ વ્યવસ્થા કેવી હોવી જોઈએ ?

આ વ્યવસ્થા એટલી પ્રાકૃતિક હોવી જોઈએ, જે માનવીને સ્વેચ્છાએ સદ્‌ગુણો તરફ વાળે અને દુર્ગુણોથી અટકાવે. બળાત્કાર કે બળજબરીથી કોઈ માનવીને સજ્જન બનાવી શકાતો નથી. દુનિયાની સરકારો ગુનાખોરી ડામવા માટે અનેક પ્રકારના કડક કાયદાઓ ઘડે છે, પરંતુ ગુનાખોરીનું પ્રમાણ ઘટવાને બદલે પ્રતિદિન વધતું જ જાય છે. વાસ્તવમાં, આમ થવાનું કારણ એ છે કે જેટલી પણ નૈતિક વ્યવસ્થાઓ માનવી પોતાના હાથે ઘડે છે તે સંપૂર્ણ પ્રાકૃતિક હોઈ શકતી જ નથી. કેમ કે, જો માનવી જ નૈતિક વ્યવસ્થા માટે નિયમો બનાવે તો તેમાં સ્વાર્થ અને પક્ષપાત શામેલ થઈ જવાની શક્યતાઓ રહેલી હોય છે. આ અનુભવોથી આપણે પરિચિત છીએ કે કેટલાંક શાસકો અને તેમના હોદ્દેદારો પોતાના ઓળખીતા ગુનાહિત તત્ત્વોને છાવરતા રહે છે અને કાયદાઓને પણ નિષ્ક્રિય બનાવી દે છે.

વાસ્તવમાં નૈતિક વ્યવસ્થાનો આપનાર તે જ હોવો જોઈએ, જેણે માનવપ્રકૃતિને સારા–નરસાંને પારખવાની શક્તિ આપી છે. ઈસ્લામ આપણું માર્ગદર્શન કરતાં કહે છે કે ભલાઈ અને બુરાઈના માપદંડો તથા બુરાઈને રોકવાના કૃત્રિમ ઉપાયો જે તમે બનાવ્યાં છે તે વાસ્તવિક નથી. પ્રકૃતિના ઘડવૈયા અલ્લાહે તેના માટે એક કુદરતી નૈતિક વ્યવસ્થા આપી દીધી છે. આ ખુદાદત્ત નૈતિક વ્યવસ્થા દ્વારા જ માનવજીવનમાં નૈતિક ગુણોનો સર્વગ્રાહી વિકાસ શક્ય બની શકે છે. એ સિવાયની તમામ વ્યવસ્થાઓ દ્વારા જો નૈતિકતાને સ્થાપવાનો પ્રયત્ન થશે તો કાં તો કેટલાંક ગુણોનો વિકાસ થશે અને કેટલાંક ગુણો અવિકસિત જ રહેશે. સદાચારનો સર્વગ્રાહી વિકાસ કદાપિ શક્ય નહીં બને. વળી, જે ગુણોનો થોડો ઘણો વિકાસ થશે તે પણ સ્થાયી સ્વરૂપ ધારણ કરી શકશે નહીં, કારણ કે કૃત્રિમ વ્યવસ્થા પાસે તે શક્તિ હોતી નથી, જે પ્રાકૃતિક વ્યવસ્થા પાસે હોય છે. આ પ્રાકૃતિક વ્યવસ્થા એ જ ધર્મ અથવા ઈસ્લામ છે.

કેટલાક લોકોના મતે સજ્જન હોવા માટે ધાર્મિક બનવું જરૂરી નથી. આ લોકો કહે છે કે નૈતિક ગુણો એક પ્રાકૃતિક બાબત છે અને 'ધર્મ' હોય કે ન હોય તેનાથી નૈતિકતા પર કોઈ ફેર પડતો નથી. જેમ કે, ગુજરાતના પ્રસિદ્ધ વિદ્વાન શ્રી ચિનુભાઈ ગી. શાહ લખે છે, ''મુસલમાન તરીકે ઓળખાવું હોય તો આપણે એક અલ્લાહ સિવાય કોઈ પૂજ્ય નથી, મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહના રસૂલ છે એમ માનવું પડે. સાચું ન બોલે એ મુસલમાન નહી એવો કોઈ નિયમ નહીં. આથી વિરુદ્ધ ખુદા માનવદેહ લઈ શકે છે અને આ જન્મ પહેલાં પણ આપણે હતા અને આ જન્મ પછી પણ આપણો પુનર્ભવ થશે એમ માનો તો હિંદુ. સાચું બોલો કે પ્યાર કરો પણ ઉપરની માન્યતા ન ધરાવો તો તમે હિંદુ નહીં. એટલે કે મુસલમાન અથવા હિંદુ બનવા માટે ભાર સત્ય અને પ્રેમ પર નથી, પણ ધર્મના બીજા પાંસાંની કલ્પના આધારિત વાતો ઉપર છે.'' *(''હળાહળ ઝેર કોમવાદનું'', પૃષ્ઠ–૬૨)*–વાસ્તવમાં, આ ગેરસમજ અને ધર્મના અપૂર્ણ અભ્યાસને કારણે રૂઢ થઈ ગયેલા વિચારો છે. કુર્આનનો નિષ્ઠાપૂર્વક અભ્યાસ કરનારને એ હકીકત સારી રીતે સમજાઈ જાય છે કે કુર્આન શ્રદ્ધા (ઈમાન)ની સાથે નીતિ અને સદાચરણ (આમાલે સાલેહ) ઉપર કેટલો ભાર આપે છે ! ખુદાના આજ્ઞાપાલકની વ્યાખ્યા આપતાં કુર્આન વારંવાર ''આસ્તિક અને સદાચારી'' એવો શબ્દસમૂહ પ્રયોજે છે. કુર્આનની દ્રષ્ટિએ સાચો શ્રદ્ધાળુ (મોમિન) તે છે, જે સદાચારી અને સિદ્ધાંતવાદી હોય. કુર્આનના મતે ઈસ્લામનો દાવો કરતી કોઈ પણ વ્યક્તિ સત્ય, પ્રેમ, દયા, માનવતા, ન્યાયપ્રિયતા જેવા નૈતિક ગુણો વિના સંપૂર્ણ ધાર્મિક એટલે કે સંપૂર્ણ મુસ્લિમ હોઈ શક્તી જ નથી. વળી, ધર્મના આધાર વિના કોઈ વ્યક્તિનું સંપૂર્ણ સજ્જન હોવું પણ શક્ય નથી. જે વ્યક્તિ ખુદાને જ ન માનતી હોય, મૃત્યુ પછી ખુદા સામે હાજર થઈ પોતાના તમામ કર્મોના હિસાબ આપવાને જ ન

માનતી હોય તે શું નહીં કરે ? આવી વ્યક્તિઓ અગર સજ્જનતા દાખવશે તો પણ એમાં તેમનો કોઈ ને કોઈ સ્વાર્થ હશે અને જ્યાં આ સ્વાર્થ ન સંતોષાય ત્યાં જ તેમની સજ્જનતા એકાએક મરી જશે. એથી વિરુદ્ધ, એક મુસ્લિમ અલ્લાહ અને આખિરત (પરલોક)માં વિશ્વાસ ધરાવતો હોવાથી, ખુદાની પ્રસન્નતા માટે તમામ સદ્‌કાર્યોમાં આગળ રહેવા મથશે અને ખુદાની નારાઝગીથી બચવા માટે તમામ પ્રકારના દુરાચારોથી દૂર રહેશે. વળી, જે કોઈ સારું કામ કરશે તે માત્ર ખુદાની પ્રસન્નતા માટે જ કરતો હોવાથી તેની સજ્જનતા અકાળે મૂરઝાઈ શક્તી નથી, બલકે તે સ્થાયી સ્વરૂપે વિકાસ પામી શકે છે. મુસ્લિમ જ્યારે કોઈ દુરાચારમાં સંડોવાશે તો તેને ભારોભાર પસ્તાવો થશે. 'ખુદા સામે હું શું જવાબ આપીશ ?' એવો વિચાર તેને પશ્ચાતાપ માટે પ્રેરશે અને જે કોઈ વ્યક્તિને ભૂલથી નુકસાન પહોંચાડી બેઠો હોય તેનાથી હૃદયપૂર્વક ક્ષમા માગશે તથા ભવિષ્યમાં દુરાચારથી બચવાના માર્ગ તેના માટે સરળ બની જશે; પરંતુ જે માણસ ધર્મ (ખુદા અને આખિરત)ને જ ન માને તેને દુરાચારોથી કઈ તાકત રોકી શકે છે ? વોલ્ટેર (Voltaire) કહે છે, ''ખુદા અને આખિરતની ધારણા (માન્યતા)નું મહત્ત્વ એ દ્રષ્ટિએ ઘણું જ વધી જાય છે કે તે નૈતિક્તા માટે એક આધાર પૂરો પાડે છે. જો આ માન્યતાને નકારી દેવામાં આવે તો સદાચરણ માટેનું કોઈ પ્રોત્સાહન કે પ્રેરણાસ્ત્રોત જ બાકી નથી રહેતાં અને આ રીતે સામાજિક વ્યવસ્થાને જાળવવી પણ અશક્ય બની જાય છે.'' *(History of Philosophy by Windelband, P. 496)*

– આ રીતે ઈસ્લામ અને નૈતિક્તા વચ્ચેનો સંબંધ એ પ્રકારનો છે, જેવો સૂર્યનો સંબંધ પ્રકાશ સાથે છે.



# ૨૫. ઈસ્લામની ધાર્મિક સહિષ્ણુતા

લોકોમાં એવી ગેરસમજ વ્યાપકપણે છે કે ઈસ્લામ માત્ર મારામારી, કાપાકાપી અને તલવારના બળે ફેલાયો છે, વાસ્તવિક્તા એ છે કે જગતના દરેક વિચારને માત્ર તલવારની તાકાતથી ફેલાવી શકાય છે– સિવાય ઇસ્લામના ! કેમ કે, ઈસ્લામ એ હૃદયની પરિસ્થિતિનું નામ છે. ઈસ્લામ અને ઈમાનને માનવીના હૃદય સાથે સીધો સંબંધ છે. ઈસ્લામનો મૌખિક ઈકરાર વિશ્વાસપાત્ર નથી. તલવાર અને બળજબરીથી કોઈ વ્યક્તિ પાસે મૌખિક ઈકરાર કરાવી શકાય છે, તેના હૃદયમાં ઈસ્લામ કયાં વસાવી શકાય છે ? આથી ઈસ્લામે વ્યક્તિના હૃદયને અને અંતરાત્માને જ પોતાની મહેનતનું મેદાન બનાવ્યું છે. ખુદાને ફક્ત મૌખિક ઈકરાર કરીને ફરતાં 'મુસલમાનો'ની કોઈ જરૂર નથી. ખુદાના સન્માનના અધિકારી તો તે જ મુસલમાનો છે જેમના હૃદયમાં ઈસ્લામ ઊતરી ગયો હોય. બળજબરીથી કોઈ વ્યક્તિને તાત્કાલિક વશ કરી શકાય છે. એને કાયમ માટે ઈસ્લામ ઉપર અડગ રાખી શકાતો જ નથી. ઈસ્લામ આવા 'કામચલાઉ ઈકરાર'ને આવકારવાના પક્ષમાં નથી. આથી જ કુર્આને પ્રત્યેક વ્યક્તિને વિચારોની સ્વતંત્રતાનો અધિકાર આપતાં એલાન કરી દીધું છે કે, ''ધર્મની બાબતમાં બળજબરી નથી, કેમ કે હિદાયત પોતે ગુમરાહીથી અલગ થઈ ચૂકી છે.'' *(સૂરએ બકરહ, આ. ૨૫૬)*

કુર્આનમાં એક વાક્ય પણ એવું નથી, જેમાં કોઈને બળાત્કારે

મુસલમાન બનાવવાનો હુકમ આપવામાં આવ્યો હોય. જેમ કે, કુર્આનની સૂરએ કહફમાં ખુદા ફરમાવે છે, ''હે નબી ! કહી દો કે, સત્ય તમારા પાલનહાર તરફથી છે. તો જે ઈચ્છે તે ઈમાન લાવે અને જે ચાહે તે કાફિર રહે.' *(આયત–૨૯)*

ઈસ્લામે બિનમુસ્લિમો સાથે સદ્ભાવ, સહિષ્ણુતા અને પ્રેમપૂર્વક વર્તવાની તાલીમ આપી છે. કુર્આનની સૂરએ તવબહમાં અલ્લાહનો ઈરશાદ છે, ''અને વિધર્મીઓમાંનો કોઈ તારો આશ્રય માંગે તો તેને આશ્રય આપ, એટલે સુધી કે તે અલ્લાહનું કલામ સાંભળી લે. પછી તેને તેની સલામત જગ્યાએ પહોંચાડી દે.....'' *(તવબહ, આયત–૬)* એ જ પ્રમાણે કુર્આનની 'સૂરએ મુમ્તહિનહ'માં અલ્લાહ તઆલા ફરમાવે છે, ''અલ્લાહ તમને એ લોકોની સાથે સદ્વર્તન અને ન્યાયનો વર્તાવ કરવાથી નથી રોકતો, જે તમારી સાથે ધર્મની બાબતમાં લડયા નથી અને તમને તમારા ઘરોમાંથી બહાર નથી કાઢયા. અલ્લાહ ન્યાયપૂર્વક વર્તનારાઓ સાથે મુહબ્બત રાખે છે. *(મુમ્તહિનહ, આયત–૮)* અને સૂરએ માઈદહમાં ખુદા તઆલાનો ઈરશાદ છે, ''તમને જે લોકોએ કા'બા જતા રોક્યા તેમના પ્રત્યેનો ધિક્કાર તમને ઉશ્કેરીને હદ ન ઓળંગાવે તે જોજો. ઉદારતા અને પવિત્રતામાં એકબીજાને સહાય કરો. પાપકર્મ અને મર્યાદાભંગમાં એકબીજાને મદદ ન કરો. નિઃશંક, અલ્લાહ સજામાં સખ્ત છે.'' *(માઈદહ, આ. ૨)* ઈસ્લામના પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જીવનના અંતિમકાળ વખતે ફરમાવ્યું હતું, ''ગેરમુસ્લિમ નાગરિકોને મેં જે પ્રમાણે રક્ષણ આપ્યું તેને ચીવટથી વળગી રહેજો.''

–ઈસ્લામી રાજ્યમાં વસતા બિનમુસ્લિમને પરિભાષામાં 'ઝિમ્મી' કહેવામાં આવે છે, એટલે કે જેનું રક્ષણ ઈસ્લામી રાજ્યએ પોતાના માથે લઈ લીધું હોય તે. ઝિમ્મીનાં જાન, માલ, આબરૂ મુસલમાનના

જાન, માલ, આબરૂની જેમ જ રક્ષણને પાત્ર છે. ફોજદારી અને દીવાની કાયદાઓમાં મુસ્લિમ અને ઝિમ્મીની વચ્ચે કોઈ ભેદભાવ નથી. ઝિમ્મીઓના અંગત કાયદાઓ (Personal Laws)માં ઈસ્લામી રાજ્ય માથું ન મારી શકે. ઝિમ્મીઓને વિચાર, માન્યતા, ધાર્મિક રીતરિવાજો, પૂજાપાઠની સંપૂર્ણ સ્વતંત્રતા અપાઈ છે. જો કોઈ મુસ્લિમ કોઈ બિનમુસ્લિમ સ્ત્રી ઉપર બળાત્કાર કરે તો મુસ્લિમ સ્ત્રી ઉપર બળાત્કાર કરવાની જે સજા છે તે જ સજા તેને મળશે. ઈસ્લામના બીજા ખલીફા હઝરત ઉમર (રદિ.)ના યુગમાં કેટલાક મુસ્લિમોએ એક યહૂદીની જમીન આંચકીને તે સ્થળે મસ્જિદ બંધાવી દીધી. હઝરત ઉમર (રદિ.)ને આ ઘટનાની જાણ થતાં જ આપે તુરત તે મસ્જિદની ઈમારત પાડી નાખીને જમીન યહૂદીઓને સોંપી દીધી. પ્રોફેસર W. T. Arnold તેમના પ્રસિદ્ધ પુસ્તક "Preachings of Islam" માં લખે છે, ''હિજરી સનની પહેલી સદીના મુસ્લિમ વિજેતાઓએ આરબ પેઢીના ઈસાઈઓ પ્રત્યે જે ઉદારતાની નીતિ અપનાવી અને જેનો ક્રમ એમના પછી આવેલી પેઢીઓએ પણ ચાલુ રાખ્યો, એ જોતાં વિશ્વાસપૂર્વક કહી શકાય કે જે ખ્રિસ્તી જૂથોએ ઈસ્લામ સ્વીકાર્યો, પોતાની રાજીખુશીથી સ્વીકાર્યો.'' *(Page-51)*

ઈસ્લામી રાજ્યમાં બિનમુસ્લિમ નાગરિકો પાસેથી લેવાતો જિઝ્યહ વેરો ધાર્મિક અસહિષ્ણુતાની દલીલ છે એવું કેટલાક લોકો માને છે. વાસ્તવમાં આ જિઝ્યહ વેરાની હકીકત પ્રત્યેનું અજ્ઞાન છે. વાસ્તવમાં મુસ્લિમો ફરજિયાત લશ્કરી સેવામાં ભરતી થઈને સંરક્ષણની જવાબદારી ઉપાડતા અને બિનમુસ્લિમો લશ્કરી સેવામાંથી મુક્તિને આવકારતા. આ કારણે જ બિનમુસ્લિમોને જિઝ્યહવેરો ભરવો પડતો. સ્ત્રીઓ, બાળકો અને ગરીબોને જિઝ્યહમાંથી મુક્તિ અપાઈ હતી. ઉપરાંત, કોઈ બિનમુસ્લિમ નાગરિક કોઈ યુદ્ધમાં સેવા આપે તો તેને

જિઝ્યહમાંથી મુક્તિ મળી જતી. વળી, જિઝ્યહ ચુસ્ત કાયદારૂપે નહીં, પણ સંજોગો પર આધારિત નિયમ હતો. પ્રોફેસર આર્નોલ્ડ 'Preaching of Islam'માં લખે છે, ''મિસરના ખેડૂતોને કે જે મુસલમાન હતા, જ્યારે સૈનિક સેવાથી અલગ કરવામાં આવતા હતા તો એના બદલે એમના ઉપર એવો જ જિઝ્યહ (કર) નાખવામાં આવતો હતો, જે ઇસાઈઓ પર નાખવામાં આવતો હતો.....જેમ કે, ઉપર વર્ણન થયું છે કે જિઝ્યહ સ્વસ્થ પુરુષો પાસેથી સૈનિક સેવાના બદલામાં વસૂલ કરવામાં આવતો હતો અને એ બાબત પણ નોંધપાત્ર છે કે જ્યારે ખ્રિસ્તીઓ મુસ્લિમસેનામાં શામેલ થઈને સૈનિક સેવા આપતા હતા તો એમને આ જિઝ્યહવેરામાંથી મુક્તિ અપાતી હતી....'' *(Page-62, 63)*

—જિઝ્યહ વેરાની આ હકીકત દ્વારા સ્પષ્ટ થઈ જાય છે કે જિઝ્યહ ધાર્મિક અસહિષ્ણુતાને કારણે નહીં, પણ કેટલાંક સંપૂર્ણ વાજબી કારણોસર લેવાતો હતો. બીજા ખલીફહ હઝરત ઉમર (રદિ.)ના યુગમાં એક બિનમુસ્લિમ ઈજીપ્તવાસીએ કેરોથી રાતા સમુદ્ર સુધી એક પ્રાચીન નહેરને ખોદવાની યોજના દર્શાવી. આનાથી ઈજીપ્તથી મદીના શરીફ અનાજ લાવવાનો માર્ગ સરળ બન્યો. બદલામાં હઝરત ઉમર (રદિ.)એ તેનો જિઝ્યહ આજીવન માફ કરી દીધો.

ઈસ્લામની આ સર્વગ્રાહી ધાર્મિક સહિષ્ણુતા એના પ્રાકૃતિક અને ખુદાદત્ત બંધારણનું પરિણામ છે, ઈસ્લામે પોતાના અનુયાયીઓને આદેશ આપ્યો છે કે અસહિષ્ણુતા અને ધિક્કાર દ્વારા કોઈનું હૃદય જીતી શકાતું નથી. સદા શુભેચ્છાઓના સથવારે જ લોકોના હૃદયો જીતી શકાય છે. કુર્આનની 'સૂરએ નહ્લ' માં અલ્લાહનો ઈરશાદ છે, ''લોકોને અલ્લાહના માર્ગ તરફ હિકમત (બુદ્ધિચાતુર્ય) અને સુંદર શિખામણો દ્વારા બોલાવો અને તેઓની સાથે ઉત્તમ રીતે વાદવિવાદ

કરો.'' *(આ. ૧૨૫)*

ખાસ- એમ. ડી. સેન્ટ હેલર કહે છે, ''ઈસ્લામે કોઈ પણ ધર્મની અંગત બાબતોમાં હસ્તક્ષેપ નથી કર્યો. પરધર્મીઓને સજા આપવા માટે કોઈ ધાર્મિક અદાલતો નથી સ્થાપી અને કોઈને પણ પોતાનો ધર્મ બદલી નાંખવાની પરાણે ફરજ નથી પાડી.''

*('શહાદતે અકવામ', પા. ૨૨)*

વાસ્તવમાં, ઈસ્લામ એ સ્પષ્ટ હકીકત છે. જે કોઈ વ્યક્તિ પોતાની સદ્બુદ્ધિનો ઉપયોગ કરે તેના હૃદય પર ઈસ્લામની સત્યતા રોશન થયા વિના રહી શકતી નથી. કુર્આન કહે છે, ''..........તો જેનું મન ચાહે તે એને (કુર્આનના શિક્ષણને) કબૂલ કરે.''

*(સૂરએ અબસ, આયત–૧૨)*







# ૨૬. જિહાદ : વાસ્તવિક્તાના આયનામાં

જિહાદ વિશે લોકોમાં ચિત્રવિચિત્ર પ્રકારની ગેરસમજો પ્રવર્તે છે. લોકો જિહાદને આક્રમણ કે લડાઈનો પર્યાય (સમાનાર્થી) સમજે છે અને આ શબ્દ સાંભળતાં જ મારધાડ, કાપાકાપી અને તલવારોનું એક ચિત્ર એમની સામે ખડું થઈ જાય છે. ઈસ્લામી જિહાદની મૂળ હકીકતને સમજી લેવામાં આવે તો આપોઆપ આ ગેરસમજ દૂર થઈ જશે. 'જિહાદ' શબ્દ અરબી વ્યાકરણની મૂળ ધાતુ 'જહદ'માંથી નીકળેલો છે. જેનો અર્થ છે, કોશિષ કરવી, ખંત અને ઉત્સાહથી આગળ આવવું, મુશ્કેલી સામે બાથ ભીડવી, ઝઝૂમવું, સંઘર્ષ કરવો વગેરે. ઈસ્લામ શાંતિ ધર્મ છે, સલામતીનો માર્ગ છે. માનવતાનો મહાન શુભેચ્છક છે. —આ માત્ર દાવો નથી; બલકે ઈસ્લામ પાસે એની સચ્ચાઈની અનેક બુદ્ધિગમ્ય દલીલો છે. ખુદાનો આ ધર્મ અપેક્ષા રાખે છે કે ખુદાની ધરતી ઉપર શાંતિ અને સલામતીનું વાતાવરણ સર્જાય. ખુદાનો ધર્મ, જે મુક્તિનો એક માત્ર માર્ગ છે, વર્ચસ્વ મેળવે. ખુદાનો કાનૂન, જે શાંતિનો માર્ગ છે, તે ઈન્સાનોના જીવનમાં સ્થાન મેળવે. ધરતી ઉપર અશાંતિ, અત્યાચાર, અન્યાય અને શોષણખોરી જેવાં ભયાનક દૂષણો ઈલાહી (ઈશ્વરીય) ધર્મની સ્થાપના વિના કદી નાબૂદ કરી શકાય નહીં. ઈસ્લામના મતે આ ધરતી ઉપર ખુદાના બંદા ખુદાનાં જ ગુલામ બનીને જીવે અને મનઘડત વિચારોનું અનુસરણ ન કરે તો જ શાંતિનું રાજ્ય શક્ય છે. આ માટે ઈસ્લામ એના માનનારાઓને આદેશ આપે

છે કે ધરતી ઉપર શાંતિ અને સલામતીની સ્થાપના માટે કોશિષ કરો, મહેનત કરો. ખુદાના કાનૂન ઉપર જાતે પણ સંપૂર્ણ અમલ કરો અને જગતની માનવજાતને પણ આ સલામતીના માર્ગ તરફ બોલવો. આ આખી સૃષ્ટિનો સ્વામી ખુદા છે. સૃષ્ટિના સર્જનહારને આ વાત સૌથી વધારે પ્રિય છે કે લોકોને સફળતાના માર્ગ તરફ બોલાવવામાં આવે. કેમ કે, અલ્લાહ નથી ચાહતો કે એનો બંદો હંમેશા હંમેશા માટે દોઝખનું બળતણ બની જાય. આ જ કારણે, સૃષ્ટિના સર્જનહારના નજદીક એના પેગામનો પ્રસાર કરવો એ માનવતા પ્રત્યેની સૌથી મહાન શુભેચ્છા છે. ખુદાએ આદેશ આપ્યો છે કે આ મહાન શુભેચ્છાની પ્રવૃત્તિમાં જે કોઈ શક્તિ અવરોધ સર્જે, જે કોઈ અડચણો ઊભી કરે તે માનવતાનો શત્રુ છે, શાંતિ અને ન્યાય જેવાં ઉચ્ચ મૂલ્યોનો શત્રુ છે, તેથી તેવાં તત્ત્વો સામે લડવું જોઈએ અને ત્યાં સુધી લડવું જોઈએ જ્યાં સુધી શક્ય હોય. આમ, જ્યારે અલ્લાહના બંધારણ પર અમલ કરવા જતાં કે એનો પ્રચાર કરવા જતાં જે કોઈ શક્તિ વિટંબણાઓ સર્જે તેની સામે માત્ર ખુદાની પ્રસન્નતા મેળવવા માટે સંઘર્ષ કરવો એને 'જિહાદ' કહેવામાં આવે છે. ઈસ્લામી જિહાદની આ હકીકત પરથી એ બાબત ફલિત થઈ જાય છે કે 'જિહાદ' કેટલો મહાન અને ઉચ્ચ આદર્શ છે ! આપણી બુદ્ધિ પણ કહે છે કે કેટલાંક તત્ત્વોની દુષ્ટતાના પાપે શાંતિ અને સત્યને નિરાધાર ન છોડી દેવાય, માનવજાતને માર્ગભ્રષ્ટ કરતાં સ્વાર્થી તત્ત્વો સામે તો ખરેખર સંઘર્ષ કરવો જ જોઈએ. ઈસ્લામ આ પ્રકારનું વાસ્તવવાદી અને સ્પષ્ટ વલણ ધરાવતો હોવા છતાં, તે પોતાના તરફથી કે બીજા પક્ષ તરફથી આક્રમણને સહન નથી કરતો. મુસ્લિમોને ખુદાનો આદેશ છે કે ન લડાઈની શરૂઆત કરે કે ન આક્રમણકારી પ્રવૃત્તિ કરે, જેમ કે, કુર્આનની સૂરએ બકરહમાં ખુદાનો આદેશ છે, ''જે લોકો તમારી સાથે લડે છે તેઓ સામે અલ્લાહના માર્ગમાં લડો અને હદથી ન વધો. બેશક, ખુદાપાક હદ વટાવનારાઓને પસંદ નથી

કરતો અને જ્યાં પણ તેઓ (ખુદાના વિદ્રોહીઓ)ને જુઓ, કતલ કરો અને જ્યાંથી તેઓએ તમને હાંકી કાઢયા છે ત્યાંથી તમે પણ તેઓને હાંકી કાઢો અને ઉપદ્રવ (ફસાદ) કતલથી પણ વધુ સખ્ત છે અને તેઓની સાથે મસ્જિદે હરામમાં ત્યાં સુધી લડો નહીં, જ્યાં સુધી કે તે હદમાં તમારી સાથે તેઓ પોતે લડે નહીં; પરંતુ જો તેઓ (સૃષ્ટિના માલિકના વિદ્રોહીઓ) તમારી સાથે લડવાની પહેલ કરે તો તમે પણ તેઓને (શાંતિના શત્રુઓને) મારો. એવા વિદ્રોહીઓની એ જ શિક્ષા છે; પરંતુ જો તેઓ (વિદ્રોહથી) અટકી જાય તો ખુદા ક્ષમાશીલ, કૃપાળ છે અને તેમની સાથે ત્યાં સુધી લડો કે ફસાદ (ઉપદ્રવ) બાકી ન રહે અને ખુદાના ધર્મની આણ વર્તાઈ જાય; પરંતુ જો તેઓ ઉપદ્રવ મચાવવાથી અટકી જાય તો અન્યાય કરનારાઓ સિવાય કોઈના ઉપર પણ સખ્તી ઉચિત નથી.'' *(કુર્આન–૨ : ૧૯૦, ૧૯૩)* અને 'સૂરએ હજ્જ'માં છે, ''જે મુસ્લિમો સાથે વિદ્રોહીઓ લડવા આવે છે હવે તેવા મુસ્લિમોને પણ લડવાની પરવાનગી આપવામાં આવે છે, કારણ કે તેઓના ઉપર ઘણો અત્યાચાર કરવામાં આવ્યો છે.''

*(સૂરએ હજ્જ, ૩૯)*

ઈસ્લામે જ્યાં ન છૂટકે જિહાદની પરવાનગી આપી છે ત્યાં કેટલાક ચોક્કસ નિયમો પણ આપી દીધાં છે. કુર્આનની ''સૂરએ માઈદહ''માં જિહાદના પાયાના નિયમનું વર્ણન કરતાં અલ્લાહ ફરમાવે છે, ''કોઈ જૂથની દુશ્મની તમને અન્યાય કરવા તરફ ન દોરી જાય. ન્યાયથી વર્તો, કેમ કે, એ જ તકવા (સદાચાર)થી વધુ નજદીક છે. (આ. ૮) લડાઈમાં વચનપાલન માટે ઈસ્લામે ચોક્કસ નિયમો આપ્યાં છે અને આ નિયમોને આધિન વચનને વળગી રહેવું જરૂરી હોય છે. આ ઉપરાંત, શત્રુના એલચીને તથા પ્રાર્થનાઘરોમાં પૂજારીઓને મારવાની મનાઈ છે. યુદ્ધના કેદીઓ સાથે સદા સદ્‌વર્તાવની તાલીમ અપાઈ છે. ખેતીને નુકસાન

કરવાની રજા નથી, બાળકો, વૃદ્ધો અને સ્ત્રીઓને મારવાની મનાઈ કરવામાં આવી છે. પ્રચલિત યુદ્ધો અને ઈસ્લામી જિહાદ વચ્ચે અનેક દ્રષ્ટિએ પાયાના તફાવત છે. જિહાદમાં પ્રચલિત યુદ્ધોની જેમ ભૌતિક સ્વાર્થોને લેશમાત્ર સ્થાન નથી. માત્ર ખુદાની પ્રસન્નતા મેળવવા માટે જ તેમાં મુજાહિદ ભાગ લે છે. યુદ્ધ દેશ, જાતિ, વર્ણના માટે થતું હોય છે, જિહાદ માત્ર ખુદાના કાયદાની સ્થાપના માટે જ થાય છે. યુદ્ધ નાની નાની વાતોમાં પણ ફાટી નીકળે છે, જિહાદ એ છેવટનો આશરો છે, જે માત્ર મજબૂરીની હાલતમાં થાય છે. જંગમાં નિર્દોષ, કમજોર, નિઃશસ્ત્ર લોકોની કાળજી લેવાતી નથી. જિહાદમાં જેટલી જરૂર શયતાની તત્ત્વોને કચડવાની હોય છે તેટલી જ જરૂર નિર્દોષ, અશક્ત અને નિરાધારોને રક્ષણ આપવાની હોય છે. યુદ્ધ પહેલાં લડનારાઓ પોતાની જવાબદારીઓ અંગે વિચારતા હોતા નથી. જિહાદમાં શામેલ થનારાઓ સર્વ પ્રથમ પોતાના આચરણ અને વ્યવહાર વડે ખુદાના કાયદાની લોકોને સમજ આપે છે. યુદ્ધ એક માનવીને બીજા માનવીનો ગુલામ બનાવે છે. જિહાદનો હેતુ મનુષ્યને એના સર્જનહારનો ગુલામ બનાવવાનો હોય છે. યુદ્ધના પરિણામે અંધાધૂંધી, ભ્રષ્ટાચાર, સંગ્રહખોરી અને અરાજક્તા ફેલાય છે. જિહાદ સુવ્યવસ્થા, ન્યાય, પ્રગતિ અને શાંતિના દરવાજા ખોલે છે, યુદ્ધ અને જિહાદ વચ્ચેના આ વિશાળ અંતરથી સ્પષ્ટ થઈ જાય છે કે જિહાદ એ 'આક્રમણ' જેવો ઉપલકિયો અને ક્રૂર ખ્યાલ નથી.

—જો કે, એ વાત કબૂલ કરવા પાત્ર છે કે કેટલાક મુસ્લિમ રાજવીઓ દ્વારા પાછલી સદીઓમાં થયેલાં આક્રમણોને ઈસ્લામી જિહાદ સાથે કોઈ નિસ્બત નથી, કેમ કે, તે લડાઈઓ ઈસ્લામના પ્રચાર માટે ન હતી, બલકે તે અમુક સ્થાનિક અને અંગત કારણોસર થઈ હતી.



# ૨૭. જીવદયા અંગે ઈસ્લામનો મૌલિક દ્રષ્ટિકોણ

આજે જગતની અનેક પ્રજાઓમાં આનંદ–ઉત્સવના પ્રસંગોએ મૂંગા પશુઓ દ્વારા જુદી જુદી રીતે મનોરંજન માણવાની પ્રથા પ્રચલિત છે. માત્ર શોખ અને આનંદ ખાતર પશુઓની આડેધડ હત્યાઓ કરવાના અસંખ્ય બનાવો બને છે, પશુઓ પ્રત્યે આવો અન્યાયપૂર્ણ વ્યવહાર આચરનારા લોકોને એ અંગેનું ભાન પણ નથી હોતું કે મૂંગા અને ભોળા પશુઓ પણ દયાભાવનાના અધિકારી છે. જગતની અનેક પ્રજાઓમાં માંસાહાર અંગે બેહદ સ્વચ્છંદતા પ્રસરેલી જોવા મળે છે. ગમે તે પશુને મનફાવે તે સમય આડેધડ કતલ કરી દઈ આરોગવાનો રિવાજ અનેક પ્રજાઓમાં સામાન્ય થઈ પડયો છે. પાલતુ પશુઓ પાસેથી એના ગજા બહારનું કામ કરાવવામાં પશુના માલિકને કોઈ સંકોચ પણ થતો નથી. બીમાર પશુની કાળજી લેવાની વાત તો બહુ દૂરની ગણાય.

પશુઓ પ્રત્યે દયાભાવ દર્શાવવામાં ઈસ્લામી સંસ્કૃતિ એટલા ઉચ્ચ સ્વરૂપે સામે આવી છે, જેનું દ્રષ્ટાંત દુનિયાની કોઈ સંસ્કૃતિમાં જોવાતું નથી. અત્યાર સુધી દુનિયાની કોઈ કોમને આ યશ પ્રાપ્ત થયો નથી, જેણે જીવદયાનો એક વિશિષ્ટ અને પ્રાકૃતિક દ્રષ્ટિકોણ જગત સામે મૂકયો હોય. મૂંગા જીવો પ્રત્યેની ઈસ્લામી વર્તણૂક એટલી માયાળુ રહી છે કે આપણે આશ્ચર્યચકિત થઈ જઈએ છીએ.

ઈસ્લામે સૌ પ્રથમ એ હકીકત જાહેર કરી કે પશુઓનું જગત પણ એક નિરાળું અને વિશિષ્ટ જગત છે, જે અનેક પ્રકારની વિશિષ્ટતાઓ ધરાવે છે. આ અંગે કુર્આનમાં આ પ્રમાણે ઉલ્લેખ છે : ''ધરતી ઉપર હરતાં–ફરતાં અને આકાશમાં ઊડનારા જે જીવો છે તેમનું પણ તમારી જેમ જ સંગઠિત જીવન છે.'' *(સૂરએ અન્આમ, આયત–૩૮)*

ઈસ્લામના પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું પવિત્ર કથન ઘણું જ પ્રસિદ્ધ છે અને અનેક હદીષગ્રંથોમાં તેનો ઉલ્લેખ છે કે, ''તમે જમીનવાળાં ઉપર દયા કરો, તમારી ઉપર આસમાનવાળો દયા કરશે.'' વળી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે) ફરમાવ્યું, ''મખ્લૂક અલ્લાહ તઆલાની 'અયાલ' (અલ્લાહની દેખભાળ હેઠળ) છે. બસ, ખુદાને તે માણસ ઘણો જ પ્રિય છે, જે એની મખ્લૂક (માનવી, પશુ, પક્ષી વિગેરે) સાથે સદ્‌વર્તન કરે.'' પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું કથન છે કે દયા કરનારાઓ ઉપર દયાવાન દયા કરે છે. પશુઓ પ્રત્યે દયા અંગે ઈસ્લામના પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે) અનેકવાર ભારપૂર્વક શિક્ષણ આપ્યું છે.

ઈસ્લામના પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે) ફરમાવ્યું કે એક સ્ત્રીને એ કારણે સજામાં નાંખવામાં આવી કે તેણે એક બિલાડીને બાંધી મૂકી હતી, જે ભૂખને કારણે મરણ પામી. સ્ત્રીએ બિલાડીને ન પોતે કંઈક ખાવા માટે આપ્યું અને ન તેને છોડી કે તે જાતે જીવજંતુ વડે પોતાનું પેટ ભરતી. (બુખારી) એકવાર એક બદચલન સ્ત્રી ક્યાંક જઈ રહી હતી. માર્ગમાં એક કૂવા નજીક તેણીએ એક કૂતરાને જોયું. તેના હાવભાવ અને પરેશાનીથી જણાયું કે તે ઘણું જ તરસ્યું છે, તે સ્ત્રીએ પોતાના પગોમાંથી ચામડાની મોજડીઓ કાઢી અને પોતાની ઓઢણી સાથે મોજડીઓ બાંધીને કૂવામાંથી પાણી કાઢયું અને તે તરસ્યા કૂતરાને

પીવડાવ્યું. ખુદાએ તે બદચલન સ્ત્રીની મગફિરત (પાપોને માફ કરી દેવાં) કરી દીધી. *(મિશ્કાત)* એકવાર પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને સાથીઓએ પૂછયું, ''શું પશુઓ પ્રત્યે સદ્‌વર્તન દાખવવા માટે પણ પુણ્ય (ભલાઈ) મળે છે?'' પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે) ફરમાવ્યું, ''પ્રત્યેક સજીવ ઉપર દયા દાખવવી એ પુણ્ય (ભલાઈ)નું કામ છે.'' *(બુખારી, મુસ્લિમ, અબૂ દાવૂદ, માલિક)* એકવાર પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે) એક ગધેડાને જોયું કે એના ચહેરા ડામ દેવામાં આવ્યો છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે) ફરમાવ્યું, ''શું તમને ખબર નથી કે મેં તે વ્યક્તિ ઉપર લા'નત (ફિટકાર) વરસાવી છે, જે જાનવરના ચહેરા ઉપર ડામ આપે યા ચહેરા ઉપર મારે.'' *(અબૂ દાવૂદ)* હદીષના આધારભૂત ગ્રંથ *(તિરમિઝી શરીફ)*માં છે, ''પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે) જાનવરોને અંદરોઅંદર લડાવવાની મનાઈ ફરમાવી છે.'' પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સાથી (અંતેવાસી) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)એ કેટલીક વ્યક્તિઓને જોઈ કે તિરંદાઝી શીખવા માટે તેમણે એક મરઘીને નિશાન બનાવી લીધું છે. એમણે ફરમાવ્યું, ''પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તે વ્યક્તિ પર ફિટકાર વરસાવ્યો છે, જે કોઈ જીવંત પ્રાણીને નિશાન બનાવે.''

પશુઓ પ્રત્યે દયાભાવ સંબંધે સ્પષ્ટ કાનૂનો પણ દર્શાવવામાં આવ્યાં છે. દા. ત. કોઈ માણસ કોઈ પશુની સવારી ઉપર બેઠો હોય ત્યારે તેને બીજા કોઈ સાથે વાતો વગેરે કરવા માટે એ જાનવરને લાંબા સમય સુધી ઊભા રાખવાની મનાઈ કરવામાં આવી છે. પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''તમારા પશુઓની પીઠને ખુરશી ન બનાવી લો.'' *(અહમદ–હાકિમ)* એ જ પ્રમાણે પશુને

ભૂખ્યું રાખવું અને તેને નિર્બળ તથા અશક્ત રાખવું પણ પ્રતિબંધિત છે. એકવાર પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક એવા ઊંટને જોયું જેની કમર અને પેટ ભૂખને કારણે એક થઈ ગયાં હતાં. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે) એ જોઈને ફરમાવ્યું, ''વાચા નથી રાખતા તેવા પશુઓ સંબંધે ખુદાનો ભય રાખો. એના પર એ સમયે સવારી કરો, જ્યારે તે એના યોગ્ય હોય અને એ સમયે ખાઓ, જ્યારે તે ખાવાને યોગ્ય હોય.'' એ જ રીતે કોઈ જાનવર પાસેથી એના ગજા ઉપરાંતનું કામ લેવાની પણ પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે) ભારપૂર્વક મનાઈ ફરમાવી છે. આ ઉપરાંત, માત્ર શોખ અને મનોરંજન માટે પ્રાણીઓને શિકાર કરવાની પણ ઈસ્લામમાં મનાઈ છે. પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના અનેક કથનોમાં પશુઓ પ્રત્યે દયા, દેખભાળ, ચાકરી અંગેના આદેશોનું વર્ણન થયું છે. ઈસ્લામી કાયદાના નિષ્ણાતોએ આ અંગે વિગતવાર ચર્ચા કરેલી છે.

ઈસ્લામે જ્યાં અનેક પ્રાકૃતિક, ભૌગોલિક, મનોવૈજ્ઞાનિક અને વાસ્તવિક કારણોસર માંસાહારની છૂટ આપી છે ત્યાં માંસાહાર અંગે કેટલાક કડક નિયમો પણ આપી દીધાં છે, જેનાથી સંસારની અન્ય કોમોની જેમ મુસ્લિમોમાં માંસાહારની સ્વચ્છંદતા જોવા મળતી નથી; પશુને ઓછામાં ઓછી તકલીફ થાય તે રીતે તેને કતલ કરવા માટે ઈસ્લામે 'ઝુબહ પદ્ધતિ' દર્શાવી છે, જેમાં પશુને ગળા–હડપચીના સ્થાનેથી અલ્લાહનું નામ લઈને હલાલ (વધ) કરવામાં આવે છે. આ સિવાય બીજી કોઈ પદ્ધતિથી વધ કરવામાં આવેલ પશુનું માંસ સદંતર હરામ (વર્જિત) છે. જે પશુઓ માનવીના શરીર કે આત્મા માટે હાનિકારક છે તે તમામને ખાવાની મનાઈ છે. મૃત પશુ, ઝેરી પ્રાણીઓ, ગંદા પશુઓ, જંગલી, હિંસક પ્રાણીઓ સદંતર હરામ (અગ્રાહ્ય) છે. ગળું દાબવાથી, મારના કારણે, ઊંચેથી પડી જવાથી, શીંગડું

વાગવાથી, હિંસક પ્રાણીના ફાડી ખાવાથી મરી ગયેલ પશુ–પક્ષીઓ હરામ છે. –માંસાહાર બાબતે ઈસ્લામે આપેલા ચોક્કસ નીતિનિયમો અને અંકુશોથી ફલિત થાય છે કે ઈસ્લામનો હેતુ હિંસાનો નહીં, પણ માનવજીવનની સર્વગ્રાહી માવજતનો છે. સંસારની અન્ય કોમોમાં ગમે તેવા પશુને, ગમે ત્યારે, ગમે તેમ મારીને આરોગવાની જે પ્રથા ફેલાયેલી છે –ઈસ્લામ તેનો સખત વિરોધી છે.

**નોંધ** : આ વિષયની વિશદ છણાવટ લેખકની અન્ય પુસ્તિકા ''જીવદયા, માંસાહાર અને ઈસ્લામ''માં કરવામાં આવી છે, જેનો અભ્યાસ કરવા વાચકોને વિનંતી છે.



# ૨૮. માનવસમાનતા અને એકતાનો મૌલિક સિદ્ધાંત

ખુદાના અંતિમ પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આગમન પૂર્વે સંસારની માનવજાત બહુઈશ્વરવાદ (શિર્ક)ના અંધકારમાં ડૂબેલી હતી. બહુઈશ્વરવાદના પરિણામે અનેક પ્રકારના દુષણોએ પોતાનો પંજો ફેલાવ્યો હતો. તેમાંનું એક દૂષણ હતું ઊંચનીચના ભેદભાવો. માનવજાત 'સમાનતા' શબ્દથી જ જાણે સાવ અપરિચિત હતી. કોઈ જાતિ એવો દાવો કરતી હતી કે તે દેવતાઓના વંશમાંથી છે. કોઈ વર્ગ ખુદાના ચરણોમાંથી અને કોઈ વર્ગ ખુદાના શીશમાંથી જન્મ્યો હોવાની માન્યતા ફેલાયેલી હતી. ક્યાંક એવી માન્યતા પણ રૂઢ થઈ ગઈ હતી કે કેટલાંક લોકો જન્મજાત હલકી કોટિના છે અને કેટલાંક લોકો જન્મજાત ઉચ્ચ વર્ણના. સ્ત્રીઓ અંગે એવો વિવાદ ચાલતો હતો કે તેમના શરીરમાં આત્મા છે કે નહીં ? ગુલામો સાથે એમના માલિકોનું વર્તન એટલું નિમ્ન કક્ષાનું હતું કે જાણે ગુલામોને 'માણસ'થી અલગ કોઈ જાતિમાંથી સમજવામાં આવતાં ન હોય ! આવી ભયાનક અને અંધકારભરી પરિસ્થિતિમાં ખુદાના અંતિમ સંદેશવાહક હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે) ઈસ્લામની પુનઃ રજુઆત અને પુન : સ્થાપના કરી. લોકોને સમાનતાનો સંદેશ આપ્યો. માનવીઓ વચ્ચે રંગ, વર્ણ, દેશ, ભાષા, વંશ, જાતિના કૃત્રિમ માપદંડોને આધારે લોકોએ ઘડી કાઢેલા તમામ ભેદભાવોને

ગેરવાજબી અને અન્યાયી ઠેરવી દીધા. ખુદાના અંતિમ ગ્રંથ કુર્આને જાહેરાત કરી દીધી : ''હે લોકો ! અમે તમને એક નર અને એક માદામાંથી પેદા કર્યા અને તમારા વિભાગો અને કબીલાઓ બનાવી દીધા, જેથી તમે એકબીજાને ઓળખો. નિઃસન્દેહ, અલ્લાહની નજદીક તમારામાંથી વધુ સન્માનપાત્ર તે છે, જે વધુ સદાચારી હોય.'' *(કુર્આન, સૂરએ હુજૂરાત, આયત–૧૩)* ઈસ્લામના પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે) પણ અંતિમ હજના ખુત્બામાં ફરમાવી દીધું, ''કોઈ અરબીને બિન અરબી પર અને કોઈ બિન અરબીને અરબી પણ શ્રેષ્ઠતા પ્રાપ્ત નથી. કોઈ કાળાને કોઈ ગોરા ઉપર કે કોઈ ગોરાને કોઈ કાળા ઉપર શ્રેષ્ઠતા પ્રાપ્ત નથી, સિવાય કે સંયમ (ખુદાના ડર)ને આધારે.'' *(બયહકી)* સંખ્યાબંધ હદીષોમાં ઈસ્લામના પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે) માનવીઓ વચ્ચેના કૃત્રિમ ભેદભાવોને અન્યાયી ઠેરવતાં ફરમાવ્યું કે, ''તમે સૌ આદમની સંતાન છે અને આદમ માટીમાંથી પેદા કરવામાં આવ્યા હતા.'' *(મુસ્લિમ, અબૂ દાવૂદ)*..... ''અલ્લાહ કિયામતના દિવસે તમારો કુળવંશ નહીં પૂછે, અલ્લાહને ત્યાં વધુ સન્માનપાત્ર તે જ છે, જે સૌથી વધુ સંયમી (મુત્તકી) હોય.'' *(ઈબ્ને જરીર)*........ ''હે લોકો ! બધા મનુષ્યો માત્ર બે જ વિભાગમાં વહેંચાય છે. એક સજ્જન અને સદાચારી, જે ખુદાની નજરમાં સન્માનપાત્ર છે. બીજો દુર્જન અને અવજ્ઞાકારી, જે ખુદાની દ્રષ્ટિએ તુચ્છ છે. આમ તો બધા જ માનવો આદમના સંતાન છે અને અલ્લાહે આદમને માટીમાંથી પેદા કર્યા હતા.'' *(બયહકી, તિરમિઝી)*..... ''અલ્લાહ તમારા ચહેરા અને માલને નથી જોતો, બલકે તે તમારા દિલો અને તમારા આચરણને જુએ છે.'' *(મુસ્લિમ, ઈબ્ને માજહ)* –ખુદાના અંતિમ પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આ સંદેશને પરિણામે માનવએકતા અને સમાનતાનો એક

એવો વ્યાવહારિક નમૂનો અસ્તિત્ત્વમાં આવ્યો, જેનો જોટો જગતના ઈતિહાસમાં મળવો અશક્ય છે. ઈસ્લામની આ જાહેરાત શું હતી, માનવતાનો પુર્નજન્મ હતો. આ સમાનતા અને એક્તા કેટલી અજોડ અને વિશુદ્ધ નીતિઓ ઉપર સ્થપાઈ તેનો અંદાઝ પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આ કથન દ્વારા મેળવી શકાય છે, ''મારી પ્રશંસામાં તે પ્રકારનો અતિરેક ન કરતાં, જે પ્રકારનો અતિરેક ખ્રિસ્તીઓએ હઝરત ઈસા (અલૈ.)ની પ્રશંસામાં કર્યો હતો. કેમ કે, હું માત્ર ખુદાનો બંદો અને તેનો પયગમ્બર છું.'' *(બુખારી શરીફ)* ઈસ્લામના આ વ્યાવહારિક દ્રષ્ટિકોણથી જગતનો કોઈ વિદ્વાન અજાણ નથી. સ્વામી વિવેકાનંદ (Vivekanand) લખે છે, "My experience is that if ever any religion approached to this equality in an apprecible manner it is Islam and Islam alone. (અર્થાત્, મારો અનુભવ છે કે માનવસમાનતાને વ્યવહારમાં અમલી બનાવવામાં કોઈ ધર્મ સંતોષકારક કક્ષાએ પહોંચ્યો છે તો તે ઈસ્લામ અને માત્ર ઈસ્લામ જ છે. *(પત્રસંગ્રહ, પત્ર નં. ૧૭૫)*

પ્રાચીનકાળથી આજ સુધી માનવી માનવતાને અવગણીને રંગ, ભાષા, પ્રદેશ, વર્ણ જ્ઞાતિ જેવાં સંકુચિત વર્તુળો દોરતો આવ્યો છે અને એ સંકુચિત વર્તુળની અંદર જન્મનારને 'પોતાના' અને વર્તુળ બહાર જન્મનારને 'પરાયા' ઠેરવતો રહ્યો છે. યહૂદીઓએ આ જ સંકુચિત દ્રષ્ટિકોણને આધારે 'બની ઈસ્રાઈલ'ને 'ખુદાનો પ્રિય એક માત્ર સમૂહ' ગણાવીને બિન ઈઝરાયલીઓના અધિકારો ઈઝરાયલીઓ કરતાં નીચા રાખ્યા. હિંદુઓમાં પણ વર્ણાશ્રમને આધારે બ્રાહ્મણોની સર્વોપરિતા સ્થાપવામાં આવી. ઉચ્ચ વર્ણના લોકો સામે બધા માનવોને નીચા અને અપમાનિત દરજ્જે મૂકવામાં આવ્યાં, શુદ્રોની કફોડી દશા થઈ.

કાળા અને ગોરાના ભેદભાવોથી આફ્રિકા અને અમેરિકામાં કાળા લોકો પરના અત્યાચારોનો ઈતિહાસ સર્જાયો અને તેનો ક્રમ આજે પણ જારી છે. યુરોપીયન પ્રજાએ અમેરિકાખંડમાં ઘૂસી જઈ રેડ ઈન્ડિયન વંશના લોકો સાથે જે દુર્વ્યવહાર આચર્યો તે પણ આ જ સંકુચિત દ્રષ્ટિકોણનું પરિણામ હતું. નાઝી જર્મનીની નાર્ડીક વંશની શ્રેષ્ઠતાની થિયરી તો બીજા વિશ્વયુદ્ધમાં પોતાની ભૂંડી મિસાલ છોડી ગઈ છે. પશ્ચિમી રાષ્ટ્રોના સંકુચિત રાષ્ટ્રવાદના ખ્યાલે માનવજાતને બે વિશ્વયુદ્ધોની ભેટ ધરી છે અને આજે યહૂદી રાજ્ય ઈઝરાયેલ પેલેસ્ટાઈનના મૂળ રહેવાસીઓ સાથે જે ભેદભાવ અને અન્યાયપૂર્ણ વર્તન આચરી રહ્યું છે તે તો ભલભલાની આંખ ઉઘાડી દેવા માટે પૂરતું છે.

ઈસ્લામ જાતિ, રંગ, વંશના ભેદભાવોને પ્રાકૃતિક ગણે છે. ઈસ્લામ આ પ્રાકૃતિક વિવિધતાનો વિરોધી નથી, બલકે ઈસ્લામ તો આ કુદરતી ભિન્નતાઓના એ લાભોને માન્ય રાખે છે કે એના કારણે માનવીઓ વચ્ચેની ઓળખાણ એકદમ આસાન બને છે; પરંતુ આ કુદરતી ભેદોને આધારે ઊંચ–નીચ, સવર્ણ–શુદ્ર, 'આપણા' અને 'પરાયા'નાં જે ભેદભાવો માનવજાત વચ્ચે ઘડી કાઢવામાં આવ્યાં છે, તેને ઈસ્લામ તીવ્રતાથી ગેરવાજબી ઠેરવે છે. ઈસ્લામ કહે છે કે જગતના બધા જ ઈન્સાનો એક માતા–પિતાના સંતાન હોવાને નાતે સમાન છે. જન્મજાત કોઈ ઊંચ નથી, કોઈ નીચ નથી. ભલે તે કાળો હોય, ગોરો હોય, અરબી હોય, ભારતીય હોય કે ગમે તેવી કુદરતી ભિન્નતા ધરાવતો હોય ઈસ્લામના મતે લોકો વચ્ચે અગર ભેદરેખા દોરી શકાય છે તો તે જ્ઞાતિ, વંશ, પ્રદેશ, ભાષા, રંગ જેવા કૃત્રિમ આધારો વડે નહીં; પરંતુ સિદ્ધાંતો, વિચાર, નીતિરીતિ, આચાર અને માન્યતાના ધોરણે દોરી શકાય છે. આ અજોડ દ્રષ્ટિકોણના આધારે ઈસ્લામ રંગ, વર્ણ, ભાષા, પ્રદેશ જેવી કૃત્રિમ ભાવનાઓથી વિરુદ્ધ સિદ્ધાંત અને

માન્યતાને આધારે એક વિશ્વવ્યાપી સમાજનું નિર્માણ કરે છે, જેમાં માનવી વચ્ચે ભેદરેખા દોરવાનો મુખ્ય આધાર ખુદાનું આજ્ઞાપાલન અને ડર છે. જે વધુ સદાચારી હોય તે ઊંચો છે–ભલે તે ગમે તે જ્ઞાતિ, વંશ, પ્રદેશનો હોય. આ સમાજમાં કોઈ પણ વ્યક્તિ પોતાના જન્મ, વ્યવસાય, ધનસંપત્તિને કારણે બીજાઓથી વધુ ઊંચી નથી બની શક્તી. આ એક એવો સમાજ છે, જે વંશીય અને વર્ણીય હદો ઓળંગીને, ભૌગોલિક સરહદો તોડીને સમગ્ર પૃથ્વી ઉપર ફેલાઈ શકે છે અને માનવજાત વચ્ચે વિશ્વવ્યાપી બંધુત્વભાવ સ્થાપી શકે છે. મુસલમાન, ભલે તે દુનિયામાં ગમે તે ખૂણે ચાલ્યો જાય, ત્યાં એને તે જ અધિકારો પ્રાપ્ત છે, જે ત્યાંના સ્થાનિક મુસલમાનોને પ્રાપ્ત છે. ઈસ્લામનો ઈતિહાસ આવા હજારો દ્રષ્ટાંતોથી ભરપૂર છે. મુસ્લિમ પ્રવાસી ઈબ્ને બતૂતહ તેનું જીવંત ઉદાહરણ છે. ઈસ્વીની ચૌદમી સદીમાં ૨૭ વર્ષ સુધી વિભિન્ન મુસ્લિમ દેશોમાં ઈબ્ને બતૂતહએ લગભગ ૭૫,૦૦૦ માઈલનો પ્રવાસ ખેડયો. કયાંય તેને રોજગારીનો પ્રશ્ન ન નડયો. કોઈએ તેને ન પૂછયું કે તારી રાષ્ટ્રીયતા શું છે? કયાંય તે અજનબી ન હતો. અહીં સુધી કે સુલતાન મુહમ્મદ તઘલક (૧૩૨૫–૧૩૫૧)ના રાજ્ય અમલમાં આ ''વિદેશી''ને દિલ્હીનો ચીફ જસ્ટીસ બનાવી દેવામાં આવ્યો. *(એન્સાઈકલોપીડીયા બ્રિટાનીકા–૯/૧૪૪)*







# ૨૯. મુસ્લિમ સ્ત્રી માટે ગૌરવવંતું સ્થાન

હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આગમન પૂર્વે સંસારમાં જે દૂષણો ફેલાયેલાં હતાં તેમાં સ્ત્રીના સ્થાન અને દુર્દશાની સમસ્યા અત્યંત ગંભીર હતી. રોમ, ઈરાન, ભારત, ચીન અને યુરોપમાં નારીની હૈસિયત પગના ખાસડાથી વધુ ન હતી. સ્ત્રીના શરીરમાં આત્મા છે કે નહીં તેવો વિવાદ ચાલતો હતો. અરબસ્તાન અને ભારત સહિત સંસારની અનેક જાતિઓમાં બાળકીને જન્મતાવેંત જીવતી દાટી દેવાનો અથવા અન્ય કોઈ રીતે મારી નાખવાનો ક્રૂર રિવાજ ફેલાયલો હતો. સ્ત્રી પોતાના ભરણપોષણ માટે પોતે જવાબદાર હતી. મરનારની પત્ની પોતે વારસાનો માલ હોય તે રીતે દીકરાઓમાં વહેંચાતી. સ્ત્રી પાસે જે કાંઈ હોય તે એના પતિની માલીકીનું ગણાતું. સ્ત્રીઓને અમુક સમયે અને કેટલીક જાતિઓમાં તો હંમેશાને માટે અમુક વાનગીઓ ખાવાની મનાઈ હતી. બહુપત્નીત્વની કોઈ મર્યાદા ન હતી. એક એક પુરુષ પચાસ–પચાસ પત્નીઓ રાખી શકતો. ચીનમાં સ્ત્રીઓના પગોમાં લોખંડના સાંકડા જોડા પહેરાવવામાં આવતા હતાં. ભારતીય સમાજમાં પતિનું અવસાન થતાં એના શબની સાથે પત્નીને પણ જીવતી સળગી જવું પડતું હતું. ઈરાનમાં સ્ત્રી હવા, પાણી અને પ્રકાશની જેમ સાર્વજનિક મિલકત ગણાતી હતી. ગમે તે સ્ત્રી સાથે ગમે તે પુરુષને જોડાવાની છૂટ હતી. પ્રાચીન મિસરમાં સગાં ભાઈ બહેન વચ્ચેના લગ્નસંબંધ કાયદેસરનો ગણાતો. યુનાનમાં સ્ત્રીને

પોતાની જાત ઉપર કોઈ પ્રકારનો અધિકાર ન હતો. રોમન સમાજમાં પતિ પોતાની પત્નીની હત્યા કરી શકતો હતો. રોમન સમાજમાં તલાક અને છૂટાછેડાની પ્રથા રમત જેવી થઈ પડી હતી. એલેક્ઝાન્ડર આઠમો, લૂઈ દસમો અને બીજા અનેક શાસકોએ સંખ્યાબંધ સ્ત્રીઓને પાયાહીન આરોપો હેઠળ મોતને ઘાટ ઉતારી દીધી. ઈંગ્લેન્ડના રાજવી હેનરી આઠમાના શાસનકાળમાં બ્રિટીશ પાર્લામેન્ટે કાયદો ઘડયો હતો કે સ્ત્રીઓને ઈન્જીલના વાચનથી પરાણે અટકાવવામાં આવે, કેમ કે સ્ત્રી નાપાક પ્રાણી છે. રોમમાં એવી સ્ત્રીઓ પણ હતી, જેણીઓ પોતાના પતિઓની સંખ્યા ઉપરથી પોતાની ઉંમરની ગણતરી રાખતી. પ્રાચીન ચીનમાં સમાજ વ્યવસ્થાના કાયદાએ પુરુષને એક સો ત્રીસ પત્નીઓ કરવાની છૂટ આપી હતી. ઈંગ્લેન્ડમાં છેક ઈ. સ. ૧૮૭૫ સુધી સ્ત્રીને જુદી મિલકત ધરાવવાનો અધિકાર ન હતો. એ સમયે સ્ત્રીની મિલકતને લગ્ન સમયે પુરુષની મિલકત સાથે ભેળવી દેવામાં આવતી. ઈ. સ. ૧૮૮૮ સુધી કોઈ પણ અંગ્રેજ પોતાની મરનાર પત્નીની બહેન સાથે લગ્ન કરી શકતો ન હતો. ભારતીય સમાજમાં સ્ત્રીનું આગવું વ્યક્તિત્વ જ માન્ય ન હતું. પિતા પુત્રીની ઈચ્છા વિરુદ્ધ ગમે તેની સાથે લગ્ન કરાવી શકતો. ભારતીય સમાજમાં સ્ત્રીને મિલકતનો અધિકાર થોડા વર્ષો અગાઉ જ પ્રાપ્ત થયો. ઈસ્લામે પોતાના પુનઃઉદયની સાથે જ માનવજાતિમાં ફેલાયેલા આવા નિમ્ન કક્ષાના કુરિવાજોને પડકાર્યા. દીકરીને જન્મતાંવેંત જીવતી દાટી દેવાની પ્રથાને ઈસ્લામે મહાન પાપ ઠેરવી દઈ તેને નાબૂદ કરી અને દીકરીના પાલનપોષણને મહાન સદકાર્ય ઠેરવ્યું. મરનારની મિલકતમાં સ્ત્રીનો વારસાહક નિર્ધારિત કર્યો અને પુત્રી, પત્ની, માં તથા બહેન તરીકે તેને વારસામાં હકદાર ઠેરવી. સ્ત્રીના ભરણપોષણ માટે પુરુષને જવાબદાર ઠેરવ્યો. લગ્નગ્રંથિથી જોડાતી વખતે સ્ત્રી માટે મિહર (નિર્ધારિત રાશિ) નિર્ધારિત કરી દીધી અને સ્ત્રીને હક આપ્યો કે તે જ્યારે ઈચ્છે

ત્યારે મિહ્રની રકમ પતિ પાસેથી લઈ શકે. પુખ્ત વયની સ્ત્રીને જીવનસાથીની પસંગીનો અધિકાર આપ્યો. સગીર યુવતીના લગ્ન તેનો વાલી કરી શકે છે, પણ યુવતી પુખ્ત થતાં એને તે લગ્ન રદબાતલ કરવાનો અધિકાર છે. સ્ત્રીઓને જંગમ–સ્થાવર મિલકતો રાખવાનો હક આપ્યો. પુખ્ત વયની સ્ત્રી પોતાના પિતા, ભાઈ કે પતિને પૂછયા વગર પણ પોતાની મિલકતની લે–વેચ કરી શકે. પિતા કે પતિના દેણા પેટે સ્ત્રીની મિલકત ન લઈ શકાય. ઈસ્લામે અમર્યાદિત બહુ પત્નીત્વ પ્રથાને નાબૂદ કરીને આ પ્રથાને ચાર સુધી મર્યાદિત બનાવી દીધી અને સાથે જ કેટલાંક કડક અંકુશો મૂકયાં. તલાકના મુદાને અત્યંત ગંભીર ગણાવીને તલાક માટે વ્યવસ્થિત પદ્ધતિનું નિર્ધારણ કર્યું અને તલાકને જાઈઝ છતાં સૌથી નાપસંદ બાબત ગણાવી. હલાલ (લગ્ન માટે પરવાનગીપાત્ર) અને હરામ (લગ્ન માટે વર્જય) સગપણો નિર્ધારિત કરીને ઘર અને સમાજમાં માતા, બહેન, દીકરી, માસી, ફોઈ, ભત્રીજી, ભાણી, **સાસુ,** દૂધ માં, ઓરમાન માં, **પુત્રવધુ** વિગેરેનું સ્થાન માનભર્યું અને સલામત બનાવ્યું. સ્ત્રીની આબરૂ લેનાર અને પવિત્ર સ્ત્રી ઉપર વ્યભિચારનો આક્ષેપ મૂકનાર માટે અત્યંત કડક સજા નક્કી કરી. ઈસ્લામે પ્રત્યેક સ્ત્રીને વાજબી કારણોને આધારે તલાક લેવાનો અધિકાર આપ્યો. સ્ત્રીની આબરૂ તથા સમાજના ચારિત્ર્યની સુરક્ષા માટે ઈસ્લામે સ્ત્રીને જરૂરત વિના ઘરથી બહાર ન નીકળવાનો હુંકમ આપ્યો અને બહાર નીકળવું પડે તો પરદા સહિત નીકળવાનો વરદાનરૂપ આદેશ આપ્યો. સ્ત્રીઓના હકને ત્યાં સુધી માન્ય રાખ્યો કે સ્ત્રી ઘરકામ તો ઠીક, પોતાના સંતાનને સ્તનપાન કરાવવા પણ બંધાયેલી નથી. ઈસ્લામે માતાને સંતાનની મિલકતનું વાલીપણું કરવાનો હક આપ્યો. લગ્ન વેળા સ્ત્રીને કેટલીક શરતો અને બંધારણ કરવાનો હક આપ્યો, જેમ કે, પતિ પત્નીને શહેરથી બહાર પરગામ નહીં લઈ જાય, નિયમિત ખર્ચ આપતો રહેશે, પિયરમાં જવાથી નહિ રોકે વગેરે.

ખુદાના ગ્રંથ કુર્આને જાહેરાત કરી કે સ્ત્રી અને પુરુષ એકબીજા માટે પોશાક સમાન છે. *(સૂર : બકરહ : ૧૮૭)* કુર્આને પુરુષને ખબરદાર કરતાં ફરમાવ્યું, ''સ્ત્રીઓનો પુરુષો ઉપર તેવો જ હક છે, જેવો પુરુષોનો સ્ત્રીઓ પર.'' *(સૂર : બકરહ : ૨૨૮)* એક સ્થળે કુર્આને ફરમાવ્યું, '' અને સ્ત્રીઓ સાથે ન્યાયપૂર્વક વર્તો. જો તમને તેણીઓ પ્રત્યે અણગમો હોય તો શક્ય છે કે , જેના પ્રત્યે તમને અણગમો હોય તેમાં જ ખુદાએ તમારા માટે પુષ્કળ લાભ મૂકેલાં હોય.'' *(સૂર : નિસાઅ : ૧૯)* અને ઈસ્લામના પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''દુનિયાની સર્વશ્રેષ્ઠ સંપત્તિ શીલવાન પત્ની છે.'' *(મુસ્લિમ)*...... ''તમારા પૈકી ઉત્તમ તે છે, જે પોતાની સ્ત્રીઓ સાથે સદ્‌વર્તાવ રાખતો હોય....'' *(તિરમિઝી)* ''... જન્નત માતાના ચરણો નીચે છે.'' *(તબરાની)*...''જેણે ત્રણ દીકરીઓને ઊછેરી, એમને કેળવણી આપી, એમના લગ્ન કરાવ્યાં અને એમની સાથે સદ્‌વર્તાવ કર્યો તો તેના માટે જન્નત છે.'' *(અબૂ દાવૂદ)* કુર્આન અને હદીસનાં ઉપરોક્ત કથનોથી પૂરવાર થાય છે કે ઈસ્લામ સ્ત્રીને પુરુષ કરતાં ભિન્ન માને છે , નિમ્ન નહિ. ઈસ્લામના દ્રષ્ટિકોણ મુજબ સ્ત્રી અને પુરુષ વચ્ચે પ્રાકૃતિક ભિન્નતાઓ છે અને આ કારણોસર ઈસ્લામે સ્ત્રી માટે જુદા જુદા કાર્યક્ષેત્રો દર્શાવ્યા છે. સ્ત્રીનું કાર્યક્ષેત્ર ઘર છે (અર્થાત બાળઉછેર, પતિની સેવા વગેરે કાર્યક્ષેત્ર ઘર હોવાનો અર્થ ઘરકામ કે શારીરિક શ્રમ નથી. ઈસ્લામે સ્ત્રી ઉપર ઘરકામની કોઈ જવાબદારી નાખી નથી) અને પુરુષનું કાર્યક્ષેત્ર ઘરની બહાર. સ્ત્રી અને પુરુષના કાર્યક્ષેત્રો અલગ રાખવાના અનેક કારણો છે. બંનેની શક્તિઓ અને લાયકાતો એકબીજાથી અલગ છે. સ્ત્રી પુરુષ કરતાં નાજુક છે. તેની સાથે અનેક લાચારીઓ સંકળાયેલી છે. તેની યુવાનીનો આરંભ જ માસિકસ્ત્રાવથી થાય છે અને છેક વૃદ્ધાવસ્થાની હદ સુધી

આ સ્થિતિ ચાલુ રહે છે. સ્ત્રીને ગર્ભાધાન, સ્તનપાન અને પ્રસુતિના નાજુક જીવલેણ તબક્કાઓમાંથી પસાર થવું પડે છે. આ પરિસ્થિતિઓ સ્ત્રીના આરોગ્ય અને કાર્યક્ષમતા ઉપર અસર પહોંચાડતી હોવાથી ન્યાયનો તકાજો એ છે કે સ્ત્રી ઉપર વિશેષ જવાબદારીઓ લાદવામાં ન આવે. વળી, જો બંનેના કાર્યક્ષેત્રો અલગ પાડવામાં ન આવે અને સ્ત્રી–પુરુષ હળીમળીને ઓફિસો, દુકાનો, શાળાઓ વગેરેમાં કાર્ય કરે તો સામાજિક ચારિત્ર્યની સુરક્ષા શક્ય ન બને. નારી મુક્તિ અને આધુનિકતાના નામે આજે સ્ત્રી પુરુષ સમોવડી બનવાના ઈરાદે પોતાનું કાર્યક્ષેત્ર છોડીને અન્ય ક્ષેત્રોમાં દેખાય છે તેના દુષ્પરિણામોથી દુનિયાના આધુનિક દેશો બરાબર પરિચિત થઈ ચૂક્યા છે. સમાજ સામે અત્યંત ગંભીર કૌટુંબિક અને સામાજિક સમસ્યાઓએ આ કારણે પોતાની પકડ મજબૂત બનાવી દીધી છે. નોબેલ પારિતોષિક વિજેતા ડૉ. એલેક્ષીસ કેરલ (Alexix Carrel) લખે છે, ''હકીકતની દ્રષ્ટિએ સ્ત્રી પુરુષ કરતાં અત્યંત નક્કર દ્રષ્ટિએ સાવ ભિન્ન પ્રકૃતિની છે. સ્ત્રીઓને જોઈએ કે તેણીઓ પોતાની લાયકાતોને પોતાની પ્રકૃતિ મુજબ વિકસવા દે. પુરુષોની નકલ કરવાના પ્રયત્નો ન કરે..... સ્ત્રીઓએ પોતાના પાકૃતિક કાર્યક્ષેત્ર (ઘર)ની પ્રવૃત્તિઓને કદાપિ છોડવી ન જોઈએ......'' *(Man, The Unknown , New york, 1949, P. 91)*







# ૩૦. બહુપત્નીત્વ અને ઈસ્લામી દ્રષ્ટિકોણ

ઈસ્લામનો દાવો છે કે તે પ્રકૃતિધર્મ છે. તેના સિદ્ધાંતો પ્રત્યેક યુગની જરૂરિયાતોને ધ્યાનમાં લઈને તે મહાન અલ્લાહે ઘડયા છે, જેની સામે ભૂત–ભવિષ્ય અને વર્તમાન ઉઘાડાં છે. ઈસ્લામના કેટલાક આદેશો ફરજિયાત છે, કેટલાક મરજિયાત છે. કેટલાક સિદ્ધાંતો ગૌણ અને ઉપચારાત્મક છે, બહુ પત્નીત્વની પરવાનગી પણ એક પ્રકારનો મરજિયાત અને ઉપચારાત્મક સિદ્ધાંત છે. ઈસ્લામ બહુપત્નીત્વને લાદતો નથી, માત્ર એની છૂટ આપે છે.

માનવજાત કોઈ પણ યુગમાં જ્યારે પોતાની પ્રકૃતિ અને ઈશ્વરીય–ઈલાહી આદેશોથી વિમુખ થઈ ત્યારે અનેક પ્રકારના દૂષણો તેને વળગી પડયાં. એ દૂષણોમાંનો એક પ્રકાર અમર્યાદિત બહુપત્નીત્વનો હતો. પ્રોફેસર નવીનચંદ્ર જોશી લખે છે, ''મેડઝ, બેબીલોનીયન્સ, એસેરીયન્સ અને પર્શીયન્સમાં બહુપત્નીત્વ સર્વસ્વીકૃત હતું. આફ્રિકા, ઓસ્ટ્રેલિયા અને અમેરિકાની ઘણી જાતિઓમાં તેવી જ રૂઢિ હતી. હિન્દુ કાયદામાં પણ પત્નીઓની સંખ્યા ઉપર અંકુશ ન હતો........ પ્રાચીન યુગમાં ઘણી જ સભ્ય ગણાતી એથેનીયન્સ પ્રજા પણ બહુપત્નીત્વને માનતી હતી.'' *(આબે હયાત, એપ્રિલ–મે, '૭૨, પેજ–૧૨)* બાઈબલના ઉતરાણ સમયે પણ બહુપત્નીત્વ સર્વસામાન્ય રીતે સ્વીકૃત પ્રથા હતી. કેટલાક લોકોએ તો બાઈબલની દસ કુમારીકાઓવાળી વાતનું એવું પણ અર્થઘટન કર્યું છે કે બાઈબલ એક સાથે દસ પત્નીઓ

રાખવાની છૂટ આપે છે. આ બાબતમાં બિબલીકલ મહાપુરુષો, રાજાઓ અને ધાર્મિક વડા પેટ્રીઆર્કોની કથાઓ તો આશ્ચર્યજનક છે.

જ્યારે હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) દ્વારા ઈસ્લામની પુનઃ રજૂઆત આખી દુનિયા સમક્ષ કરવામાં આવી ત્યારે તત્કાલીન સમાજજીવનમાં બહુપત્નીત્વનો રિવાજ અત્યંત વ્યાપક હતો. અમર્યાદિત બહુપત્નીત્વ પ્રથા પ્રચલિત હતી અને બહુપત્નીત્વ સાથે અનેક પ્રકારની અંધાધૂંધીઓ અને બિન જવાબદારીઓ સંકળાયેલી હતી. ઈસ્લામે માનવપ્રકૃતિના અનેક પાસાંઓને નજર સમક્ષ રાખીને બહુપત્નીત્વ પ્રથાને સુસંસ્કૃત અને વ્યવસ્થિત સ્વરૂપ આપ્યું કે, જેથી અમર્યાદિત બહુપત્નીત્વમાં રહેલી ખરાબીઓ દૂર થઈ શકે અને અમર્યાદિત બહુપત્નીત્વમાં રહેલા ફાયદાઓ મેળવી શકાય. કુર્આનની વરદાનરૂપ દખલગીરીએ બહુપત્નીત્વ માટે કલ્યાણકારી ધારાધોરણો અને અંકુશો મૂક્યા અને વધુમાં વધુ ચાર પત્નીઓ કરવાની છૂટ આપી, પરંતુ તેની સાથે જ ફરમાવ્યું, "જો તમને તેણીઓ વચ્ચે ન્યાય નહી કરી શકવાનો ભય હોય તો એક જ પત્ની ઉપર બસ કરો." *(કુર્આન, સૂરએ નિસાઅ, આ. ૩)* અને ઈસ્લામના પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બહુપત્નીત્વવાળાંને ચેતવણી આપતાં ફરમાવ્યું, "જે માણસને બે પત્નીઓ હોય અને તે એમના વચ્ચે ન્યાયપૂર્વક ન વર્તે તો કિયામત (સૃષ્ટિના અંતિમ વિનાશનો દિવસ)ના રોજ એવી રીતે આવશે કે એના શરીરનું અડધું ધડ લકવાગ્રસ્ત હશે." *(મિશ્કાત, તિરમિઝી, ઈબ્ને માજહ, અબૂ દાવૂદ)*

—ઈસ્લામે એક તરફ તો વધુમાં વધુ ચાર પત્નીઓની પરવાનગી આપી છે, પરંતુ બીજી તરફ દરેક પત્ની સાથે ન્યાયપૂર્વક વર્તવા અત્યંત ભારપૂર્વક આદેશો પણ આપ્યા છે, જેનાથી બહુપત્નીત્વ અંગે ઈસ્લામનો વાસ્તવદર્શી અભિગમ સ્પષ્ટ થઈ જાય છે. જ્યારે હઝરત

ગીલાન સકફી (રદિ.)એ ઈસ્લામ સ્વીકાર્યો ત્યારે એમની દસ પત્નીઓ હતી. પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''એમાંથી ગમે તે ચાર પત્નીઓ રાખી લો અને બાકી સૌને છોડી દો.'' *(અહમદ, તિરમિઝી, ઈબ્ને માજહ, બયહકી)* એ જ પ્રમાણે જે વ્યકિત પાસે ઈસ્લામ સ્વીકારતી વેળા આઠ કે પાંચ પત્નીઓ હતી તેઓને પણ પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ચારથી વધુ પત્નીઓ રાખવાની મનાઈ ફરમાવી દીધી.

*(અહમદ, દારમી, હાકિમ, ઈબ્ને હિબ્બાન)*

એવાં અનેક કારણો છે, જેને લીધે ઈસ્લામ એક કરતાં વધુ પત્નીઓ રાખવાની છૂટ આપે છે. આ કારણો શોધવા જવાની જરૂર નથી. એ બિલકુલ પ્રાકૃતિક છે અને દરરોજ દરેક ઠેકાણે જોઈ શકાય છે. કેટલાક માણસોની કામેચ્છા અત્યંત પ્રબળ હોય છે અને એક પત્ની વડે એમની જરૂરિયાત પૂર્ણ થતી નથી. માસિકધર્મના ગાળામાં પણ ઈસ્લામે સ્ત્રીસંગની મનાઈ કરી છે. ઉપરાંત, સગર્ભાવસ્થા કે દુગ્ધાવસ્થામાં સ્ત્રીસંસર્ગ કરવો એ સ્ત્રી અને બાળક બંને માટે તબીબી દ્રષ્ટિએ નુકસાનકારક છે. પ્રબળ કામેચ્છા ધરાવતી વ્યક્તિઓ માટે આ સમય-ગાળો પસાર કરવો ઘણો જ કઠણ હોય છે. ઈસ્લામ, કે જે વ્યભિચારનો સખ્ત વિરોધી છે અને વ્યભિચારીઓ માટે અત્યંત કડક સજા સૂચવે છે, તે આ પરિસ્થિતિને બેહાલ છોડી દેતો નથી, જો આવી પ્રાકૃતિક સ્થિતિનો ઉકેલ ન સૂચવે તો ઈસ્લામ પ્રકૃતિ ધર્મ હોવાનો શો અર્થ ? ઈસ્લામે આ કારણે બીજી પત્ની કરવાની છૂટ આપી છે. કેટલીકવાર સ્ત્રી વંધ્યા પૂરવાર થાય છે. સંપૂર્ણ સુખી જીવન માટે સંતાનપ્રાપ્તિ એક પ્રાકૃતિક બાબત છે. સ્ત્રી કોઈ કારણસર બાળકને જન્મ ન આપી શકે તો પુરુષ સામે ત્રણ વિકલ્પ રહે છે : (૧) સ્ત્રીને છૂટાછેડા આપી દેવા. (૨) બાળકને દત્તક લેવું અને (૩) સ્ત્રીના મૃત્યુ સુધી રાહ જોવી

અથવા સંતાનપ્રાપ્તિની ઈચ્છા કચડી દેવી.–આમાંનો એક પણ વિકલ્પ ન તો બુદ્ધિગમ્ય છે અને ન ઈસ્લામ તેને માન્ય રાખે છે. પત્નીને છૂટાછેડા આપી દેવા એ ન્યાયસંગત નથી, કેમ કે વંધ્યા હોવું એક કુદરતી ખામી છે, એમાં સ્ત્રીનો વાંક નથી. બાળકને દત્તક લેવામાં પણ અનેક સામાજિક સમસ્યાઓ રહેલી છે અને સ્ત્રીના મૃત્યુ સુધી રાહ જોવી એ પણ ઉચિત નથી. આ સંજોગોમાં પ્રથમ પત્નીના હકોને જાળવતાં બીજી પત્ની કરવાની ઈસ્લામે પરવાનગી આપી છે, કયારેક સ્ત્રીઓની સંખ્યા પુરુષો કરતાં ઘણી જ વધી જાય છે. યુદ્ધ વેળા આવું વિશેષ બને છે. આ સંજોગોમાં વ્યભિચારને પ્રોત્સાહન ન મળે તે માટે એક પુરુષ એક કરતાં વધુ પત્નીઓ રાખે એ ઉપાય જ સીધો અને વ્યવહારુ જણાય છે, જો આ ઉપાયને અમલી બનાવવામાં ન આવે તો વિધવા સ્ત્રીઓના જીવનમાં લાચારી, નિરાશા, નિરાધાર અવસ્થા, આર્થિક હાડમારીના સંજોગો સર્જાવાની સો ટકા શક્યતાઓ છે, જે માનવતાની દ્રષ્ટિએ એક પ્રકાની કરૂણ હાલત ગણાય. પ્રોફેસર નવીનચંદ્ર જોશી લખે છે, ''અમેરિકા જેવા દેશોમાં જે જાતીય સ્વચ્છંદતા પ્રસરેલી જોવા મળે છે તેનું એક માત્ર કારણ બહુપત્નીત્વ ઉપર પ્રતિબંધ છે.'' *(આબે હયાત, એપ્રિલ–મે, '૭૨)* આપણી સામે ઈતિહાસના અનુભવો છે. બીજા વિશ્વયુદ્ધ પછી જર્મનીમાં યુદ્ધમાં પુખ્તવયના પુરુષો ઘણા હણાયા. સ્ત્રીઓનું પ્રમાણ એટલું વધી ગયું કે બહુપત્નીત્વ વગર કેટલાંયે બિનવારસ સંતાનો જન્મ્યા. આ પ્રશ્ન એટલો ગંભીર હતો કે પશ્ચિમ જર્મનીની સરકારને તત્કાળ ખાસ કાયદો પસાર કરીને ગેરકાયદેસર જન્મેલાં બાળકોને સંપત્તિમાં હક મળે તે માટે વ્યવસ્થા કરવી પડી. આમ, ઈસ્લામે આપેલ બહુપત્નીત્વનો સિદ્ધાંત અનેક પ્રકારનાં સામાજિક, પ્રાકૃતિક, મનોવૈજ્ઞાનિક, ઐતિહાસિક અને કૌટુંબિક કારણોસર સંપૂર્ણ તર્કસંગત અને વાસ્તવિક જણાય છે. કુર્આન

કહે છે, ''જે લોકો અલ્લાહ પર શ્રદ્ધા (યકીન) ધરાવે છે તેમના નજદીક અલ્લાહના ફેંસલાથી વધુ સારો ફેંસલો કોનો હોઈ શકે છે ?'' *(સૂરએ માઈદહ, આયત–૫૦)*

ડૉકટર રોમ લેન્ડન લખે છે, ''ઈતિહાસ અને વિજ્ઞાને એકત્ર કરેલ પ્રમાણોથી આ જરૂરી બની જાય છે કે બહુપત્નીત્વને વધુ પ્રામાણિકતાથી અપનાવવામાં આવે.'' *(Sex Life and Faith)*







# ૩૧. રાષ્ટ્રવાદનું ખંડન, વિશ્વપ્રેમની હિમાયત

સંસારની માનવજાતે જ્યારે જ્યારે પણ પોતાના સર્જનહારે આપેલ પ્રાકૃતિક સિદ્ધાંતોને છોડી દઈ સ્વયં નવા નવા સિદ્ધાંતો અને ઈઝમ્સ સ્થાપી તેનું અનુસરણ કર્યું ત્યારે તે તમામ દુષ્પરિણામો સામે આવ્યાં જે અત્યંત સ્ફોટક શક્તિઓ ધરાવતા હતા. વીસમી સદીમાં 'રાષ્ટ્રવાદ' નામના એક કૃત્રિમ સિદ્ધાંતે અત્યંત ભયાનક સ્વરૂપમાં સંસારની માનવજાત સમક્ષ પોતાનો વિકરાળ પંજો ફેલાવ્યો. સીમિત સ્વાર્થોના નેજા હેઠળ કેટલાંક રાષ્ટ્રો એકઠાં થયાં અને અન્ય રાષ્ટ્રોના માનવ–અધિકારોને કચડવાનું રીતસર બીડું ઝડપ્યું. પોતાના સંગઠનને એમણે ''મિત્ર રાષ્ટ્રો''નું રૂપાળું નામ આપ્યું અને તે અશક્ત રાષ્ટ્રો, કે જેઓ ''મિત્ર રાષ્ટ્રો''ની 'હા' માં 'હા' મેળવવા તૈયાર ન હતાં, દુઃખદ અનુભવોના ઓઠાર હેઠળ કચડાવા માંડયા.–રાષ્ટ્રવાદ એની હકીકતની દ્રષ્ટિએ અત્યંત ખતરનાક અને વિનાશક સિદ્ધાંત છે, જે વિશ્વબંધુત્વના મહાન આદર્શનો સૌથી મોટો શત્રુ છે.

રાષ્ટ્ર એટલે શું ? રાષ્ટ્ર એ ચોક્કસ જમીન વિસ્તાર ધરાવતું ભૌગોલિક સ્વરૂપ છે. રાષ્ટ્રનું અસ્તિત્વ જ ભૌગોલિક પરિબળોનું પરિણામ છે. ચોક્કસ અને નિર્ધારિત ભૌગોલિક સીમા બહાર અન્ય રાષ્ટ્રનું અસ્તિત્વ હોય છે. આમ, કેટલાંક ઐતિહાસિક અને ભૌગોલિક

પરિબળોને કારણે સર્જાયેલા નકશાઓ એટલે જુદા જુદા રાષ્ટ્રો. રાષ્ટ્ર એ ભૌતિક સ્વરૂપ છે અને તેનો લાભ એ છે કે માનવજાત વચ્ચે ચોક્કસ પ્રકારના ફેરફારો દ્વારા સર્જાયેલી કુદરતી ભિન્નતાને ઓળખવી સરળ બને છે, પરંતુ જો કોઈ પોતાના રાષ્ટ્રની સર્વોપરિતા, શ્રેષ્ઠતા, અખંડિતતા અને એક્તાને નામે અન્ય રાષ્ટ્ર પ્રત્યે ધિક્કાર અને દ્વેષભાવની લાગણીઓ રાખે તો ? આ પરિસ્થિતિમાં વિશ્વબંધુત્વ અને વિશ્વએક્તાને સ્થાપિત કરવાના તમામ પ્રયાસો સામે ખતરો સર્જાઈ જાય અને જો સંસારના અમુક રાષ્ટ્રો પોતાનું ખાસ સંગઠન રચે અને તેના પ્રતિકારરૂપે અન્ય રાષ્ટ્રો પણ પોતાનું સંગઠન રચે ત્યારે તો ઘર્ષણ અને અશાંતિનું જ સામ્રાજ્ય ધરતી ઉપર પથરાઈ જાય. આ વિનાશક પ્રક્રિયાને 'રાષ્ટ્રવાદ' કહે છે અને દુ:ખની વાત છે કે એ પ્રક્રિયાએ વીસમી સદીમાં સ્થાયી અને વિકસિત સ્વરૂપ ધારણ કર્યું અને માનવજાત અનેક યુદ્ધો દ્વારા વિનાશના પંથે દોરાઈ ગઈ. ખાસ કરીને બે વિશ્વયુદ્ધોએ તો માનવજાત વચ્ચે દ્વેષભાવ અને પરાયાપણાની તથા અલગતાવાદની દિવારો ખડી કરી દીધી છે. સ્વાર્થી રાષ્ટ્રવાદની આ પાપલીલાએ જગતને નર્ક સમું બનાવી મૂક્યું છે. રાષ્ટ્રવાદ જો સ્વ–રાષ્ટ્ર પ્રત્યેનાં પ્રેમ અને વફાદારીની ભાવના સુધી જ સીમિત હોય ત્યારે તો તે શાપરૂપ નથી હોતો, પરંતુ રાષ્ટ્રવાદ જ્યારે અન્ય રાષ્ટ્ર પ્રત્યે વેરભાવ અને ધિક્કારની લાગણીઓ સુધી વિસ્તરે ત્યારે મહાન અનર્થ સર્જાય છે. બીજા વિશ્વયુદ્ધમાં અમેરિકાએ જાપાનના હિરોશીમાને બદલે વોશીંગ્ટન કે ન્યુયોર્ક ઉપર અણુબોમ્બ કેમ ન ઝીંક્યો ? સ્પષ્ટ થયું કે વીસમી સદીનો રાષ્ટ્રવાદ એની આદર્શ સીમા ઓળંગીને ઝનૂની હદે પહોંચી ગયો છે.

ઈસ્લામ આવા ઝનૂની રાષ્ટ્રવાદનો પ્રખર વિરોધી છે. કુર્આન કહે છે, ''હે લોકો ! અમે તમને એક સ્ત્રી અને એક પુરુષના જોડાંથી પેદા

કર્યા. પછી તમારા વિભાગો અને કબીલાઓ બનાવ્યાં, જેથી તમે એકબીજાને ઓળખો. નિઃસન્દેહ, અલ્લાહની નજદીક વધુ સન્માનપાત્ર તે જ છે, જે વધુ સદાચારી (ખુદાથી ડરનાર) હોય.'' *(સૂરએ હુજુરાત, આયત–૧૩)* સમગ્ર માનવજાત એક માતા–પિતાની સંતાન હોવાના નાતે તેમના વચ્ચે તમામ પ્રકારની કૃત્રિમ ભેદરેખાઓ (રાષ્ટ્રીયતા, રંગ, જાતિ વગેરે)ને ઈસ્લામ અન્યાયી ગણીને તેને પડકારે છે અને તમામ પ્રકારના અલગતાવાદોને નિરર્થક ઠેરવે છે. વિશ્વપ્રેમ અને માનવતાવાદના સૌથી મહાન પુરસ્કર્તા ઈસ્લામના પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કે જેમને ખુદાનો ગ્રંથ ''તમામ સૃષ્ટિ 'માટે રહમતરૂપ'' તરીકે ઓળખાવે છે. ફરમાવે છે, ''હું ગવાહી આપું છું કે સમગ્ર માનવજાત પરસ્પર ભાઈ–ભાઈ છે.'' *(અબૂ દાવૂદ શરીફ, કિતાબુસ્સલાત)* પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું આ ફરમાન કુર્આનના વિશ્વબંધુત્વના સંદેશના એકસ–રે (X-RAY) સમાન છે. ઈસ્લામ માત્ર પ્રેમનો હિમાયતી છે. માનવપ્રેમ ન હોય ત્યાં દેશપ્રેમનો શો અર્થ રહે છે ? દેશપ્રેમનો અર્થ દેશવાસી પ્રત્યેનો પ્રેમ એવો થાય છે અને વિશ્વપ્રેમમાં 'દેશપ્રેમ' સ્વયંભૂ સંકળાય જાય છે. ઈસ્લામ સંસારની સમગ્ર માનવજાતને એક તાંતણે બાંધવાનો હિમાયતી છે અને પ્રેમભાવનાને માત્ર દેશપ્રેમ કે રાષ્ટ્રપ્રેમ સુધી સીમિત ન રાખતાં સમગ્ર સંસારની માનવજાત સુધી વિસ્તારવાની તાલીમ આપે છે. ઈસ્લામના પાંચ પાયાના સિદ્ધાંતો–ઈમાન, નમાઝ, રોઝા, ઝકાત અને હજમાં વિશ્વપ્રેમ અને બંધુત્વભાવનાનું અદભૂત સંયોજન જોઈ શકાય છે. ઈસ્લામના કોઈ પણ સિદ્ધાંતનું પૃથક્કરણ કરતાં એ હકીકત સ્પષ્ટ રીતે તરી આવશે કે અહીં સંકુચિત પ્રેમભાવનાઓને સ્થાન નથી.

વિશ્વબંધુત્વ અને વિશ્વશાંતિને ડહોળનારા પરિબળો મુખ્યત્વે

ત્રણ છે : (૧) વંશીય કે રાષ્ટ્રીય સર્વોપરિતાનું અભિમાન. (૨) સત્તા, શક્તિ અને વર્ચસ્વનો ગેરવાજબી ગર્વ અને (૩) ધનદવલત–સંપત્તિનું ઘમંડ. જગતની મહા સત્તાઓ આ ત્રણે પ્રકારના દૂષણોમાં ગળાડૂબ નથી ? કુર્આન આ ત્રણ પ્રકારના અનિષ્ટોને અનુક્રમે શયતાનિય્યત, ફિરઓનિય્યત અને કારૂનિય્યતથી ઓળખાવે છે અને ઠેરઠેર શયતાન, ફિરઓન અને કારૂન ઉપર ફિટકાર વરસાવે છે. આ ત્રણ ભયાનક દૂષણોને કુર્આને જે તીવ્રતાથી વખોડી કાઢયાં છે તેનો સર્વાંગી ખ્યાલ તો કુર્આનના પ્રખર અભ્યાસીઓને જ આવી શકે છે.

મુસલમાન ભલે તે દુનિયાના કોઈ પણ ખૂણામાં વસતો હોય, ઈસ્લામી રાજ્યમાં દાખલ થતાં જ આપમેળે જ ત્યાંનો નાગરિક બની જાય છે. ઈસ્લામના સિદ્ધાંત અનુસાર, પૃથ્વી ઉપરના તમામ ઈસ્લામી રાષ્ટ્રો વચ્ચે નાગરિકત્વનો ખ્યાલ સંયુક્ત છે. મુસલમાન કોઈ પણ પ્રકારના રાષ્ટ્રીય કે પ્રાદેશિક ભેદભાવો વિના દરેક ઈસ્લામી રાજ્યમાં મોટા મોટા હોદ્દાઓ ઉપર બીરાજવાને લાયક બની શકે છે. મુસ્લિમ દુનિયાના કોઈ પણ ભાગમાં પેદા થયો હોય, ઈસ્લામના સિદ્ધાંત અનુસાર કોઈ પણ ઈસ્લામી રાજ્યમાં પ્રવેશતાં તે ત્યાંના સ્થાનિક નાગરિકની જેમ જ તમામ અધિકારોનો સમાન રીતે હકદાર બની જાય છે. અગર વ્યવહારમાં આ પ્રકારની સ્થિતિ જોવા ન મળતી હોય તો તેને ઈસ્લામ વિરુદ્ધની કોઈ દલીલ બનાવી શકાય નહીં. કેમ કે ઈતિહાસ આવા વ્યાવહારિક દ્રષ્ટાંતોથી છલોછલ છે. એનું એક ઉદાહરણ ઈબ્ને બતૂતહ (ઈ.સ. ૧૩૦૪–૧૩૭૭) છે, જે મોરોક્કોના રહેવાસી હતા, પરંતુ સુલતાન મુહમ્મદ તઘલકના રાજ્યઅમલ દરમિયાન (ઈ. સ. ૧૩૨૫–૧૩૫૧) તે હિન્દુસ્તાન આવ્યા ત્યારે તેમને દિલ્હીના ચીફ જસ્ટીસ બનાવી દેવામાં આવ્યા.

*(એન્સાયકલોપિડીયા બ્રિટાનીકા, ૯/૧૪૪)*

ઈસ્લામ રાષ્ટ્રવાદને બદલે વિશ્વબંધુત્વનો પયગામ આપતો હોવાથી એક મુસ્લિમના વ્યક્તિત્વમાં દેશપ્રેમ સ્વયં અને સહજ રીતે સંકળાયેલો હોય છે. ઈસ્લામ તમામ પ્રકારના માનવદ્રોહને ધિક્કારે છે. ભલે, તે માનવદ્રોહ દેશના માનવી વિરુદ્ધ હોય કે જગતના કોઈ પણ માનવી વિરુદ્ધ હોય.

અંતિમ હજના જાહેર ખુત્બામાં ખુદાના અંતિમ સંદેશવાહક (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવી દીધું, 'લોકો ! જાણી લો, સૌનો ખુદા એક છે. કોઈ આરબને બિનઆરબ પર અને કોઈ બિનઆરબને આરબ ઉપર તથા કોઈ ગોરાને કોઈ કાળા ઉપર અને કોઈ કાળાને કોઈ ગોરા ઉપર શ્રેષ્ઠતા પ્રાપ્ત નથી, સિવાય કે સદાચારને આધારે.'' *(બયહકી)*







# ૩૨. સ્વચ્છતા અને પવિત્રતાનું અજોડ શિક્ષણ

ઈસ્લામ અને મુસલમાનો વિશે સામાન્ય રીતે લોકોમાં જે અનેક ગેરસમજો પ્રવર્તે છે તે પૈકીની એક આ છે કે મુસલમાનોમાં સ્વચ્છતા, પવિત્રતા અને સફાઈનું કોઈ મહત્વ નથી. એક એવી ગેરસમજ પણ ફેલાયેલી છે કે મુસલમાનો સપ્તાહમાં એકવાર–શુક્રવારે જ સ્નાન કરે છે. આ સંદર્ભમાં કેટલાક લોકો તો ત્યાં સુધી કહે છે કે હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના યુગમાં તો, રણપ્રદેશ હોવાથી પાણીની ભારે અછત હતી તે કારણે તેમણે સપ્તાહમાં એક જ વાર નહાવાની રજા આપી હતી, આજે તે આદેશને વળગી રહેવાનો શો અર્થ ? –ઈસ્લામ અંગે જેમને લેશમાત્ર જ્ઞાન નથી તેવા જ લોકોના આવા અભિપ્રાયો હોઈ શકે છે. જો ઈસ્લામનો નિષ્ઠાપૂર્વક અભ્યાસ કરવામાં આવે તો એ હકીકત સ્પષ્ટ થઈ જશે કે પવિત્રતા અને સ્વચ્છતાનું સર્વગ્રાહી શિક્ષણ આપનાર એકમાત્ર ઈસ્લામ છે.

ઈસ્લામ સ્વચ્છતા અને પવિત્રતા ઉપર અત્યંત ભાર મૂકે છે. કુર્આન કહે છે, ''નિઃશંક, ખુદા પશ્ચાતાપ કરનારાઓ અને પવિત્ર રહેનારાઓને પસંદ કરે છે.'' *(૨ : ૨૨૨)* અને એક સ્થળે અલ્લાહ પોતાના પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને આદેશ આપતાં ફરમાવે છે, ''તમારા પોશાકને પવિત્ર રાખો.'' *(૭૪ : ૪)*

પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સહવાસી હઝરત અબૂ માલિક અશ્અરી (રદિ.) કહે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''પવિત્ર અને સ્વચ્છ રહેવું અડધું ઈમાન છે.'' *(મુસ્લિમ)*

ઈસ્લામે અમુક કારણો અને સંજોગોવશાત સ્નાનને ફરજિયાત ઠેરવ્યું છે અને સ્નાન ફરજિયાત ઠરે તો સ્નાન કર્યા વિના નમાઝ પણ પઢી શકાતી નથી. સ્ત્રીસંસર્ગ, સ્વપ્નદોષ, માસિકસ્ત્રાવ વિગેરે સંજોગોમાં ઈસ્લામે દર્શાવેલી પદ્ધતિ અનુસાર સ્નાન કરવું ફરજિયાત છે. જે લોકો એવી ગેરસમજમાં છે કે મુસલમાનો દર શુક્રવારે નહાય છે, તેની હકીકત અહીં સ્વયં સ્પષ્ટ થઈ જાય છે. વળી, સ્નાનનો અર્થ માત્ર શરીર ઉપર પાણી વહાવી દેવાનો નથી, કે કયાંક થોડુંઘણું કોરું રહી જાય તો વાંધો ન હોય. ઈસ્લામે આગવા દ્રષ્ટિકોણ અનુસાર સ્નાનની પદ્ધતિ પણ દર્શાવી છે. જ્યાં નાપાકી (મૂત્રના ટીપાં વિ.) લાગેલ હોય તે ભાગ પ્રથમ ધોવાનું સૂચન છે. (સંસારની અન્ય કોમો પેશાબ (મૂત્ર)ને નાપાકી જ સમજતી ન હોય તેવું લાગે છે.) ત્યાર બાદ મોઢામાં પાણી નાખી ગળગળો કરવો, નાકના નરમ ભાગ સુધી બંને નસકોરા મારફત પાણી પહોંચાડવું અને આખા શરીરના એક એક ખૂણા સુધી એ રીતે પાણી પહોંચાડવું કે વાળ બરાબર પણ કોરું ન રહે—આ ત્રણ શરતો પૂર્ણ કર્યા વિના સ્નાન સંપૂર્ણ ગણી શકાતું નથી. રહી શુક્રવારના સ્નાનની વાત, શુક્રવારનું સ્નાન એ વિશેષ સ્નાન છે અને સૂચિત કારણો ઉપસ્થિત થયાં ન હોય તો પણ સ્નાન કરીને આવવાની સલાહ અપાઈ છે. આમ, શુક્રવારનું સ્નાન એ ધાર્મિક માહાત્મ્ય ધરાવતા દિવસનું ધાર્મિક માહાત્મય ધરાવતું સ્નાન છે.

પ્રત્યેક મુસલમાન ઉપર દિવસમાં પાંચ વાર નમાઝ ફરજિયાત છે અને પ્રત્યેક નમાઝ વેળા વુઝૂ (હાથ, મોઢું, પગ ધોવાની ચોક્કસ

પદ્ધતિ) ફરજિયાત છે. પ્રત્યેક મુસલમાન દિવસભરમાં પાંચ વાર હાથ, પગ, મોઢાની સફાઈ કરીને નમાઝ અદા કરે છે. વળી, વુઝૂ વેળા દાતણ (મિસ્વાક) કરવા ઉપર પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઘણો જ ભાર મૂક્યો છે. આપે ફરમાવ્યું, ''જો મને મુસલમાનોની તકલીફની ચિંતા ન હોત તો હું આદેશ આપી દેત કે તેઓ દરેક નમાઝ વેળા ફરજિયાતપણે મિસ્વાક (દાતણ) કરે.'' *(બુખારી–મુસ્લિમ)* નમાઝની અત્યંત મહત્વપૂર્ણ શરતો પૈકી ત્રણ શરતો તો પવિત્રતા અંગેની છે : (૧) શરીરનું, (૨) પોશાકનું અને (૩) સ્થળનું પવિત્ર હોવું. આ શરતો પૂર્ણ કર્યા વિના નમાઝ પઢી શકાતી નથી અને જો કોઈ નમાઝ પઢે તો તેની નમાઝ થતી નથી. વળી, શરીર પોશાક અને સ્થળની પવિત્રતાનો માપદંડ કુર્આન અને હદીષ છે. બાહ્ય દ્રષ્ટિએ શરીર ગમે તેટલું પવિત્ર જણાતું હોય, પરંતુ વ્યક્તિ ફરજિયાત સ્નાન કરવું પડે તેવી સ્થિતિમાં હોય તો તે પવિત્રતા સ્વીકાર્ય નથી.

મૂત્રત્યાગ અને મળત્યાગ જેવી કુદરતી હાજતો પછીની સફાઈનું ઈસ્લામમાં બેહદ મહત્વ છે. સંસારની અન્ય પ્રજાઓમાં વિશેષ કરીને મૂત્રત્યાગ પછી સફાઈની પ્રથા નથી, પરંતુ ઈસ્લામે મૂત્રત્યાગ પછી માટીનાં ઢેફાં કે પાણી વડે સફાઈ (ઈસ્તિન્જા) કરવાની ભારપૂર્વક તાકીદ કરી છે અને પેશાબનું એક ટીપું પણ શરીર યા કપડાં ઉપર ન લાગે તેની કાળજી લેવાનું શિક્ષણ આપ્યું છે અને મૂત્રત્યાગ પછી સફાઈ ન કરનાર વ્યક્તિને અત્યંત કડક ચેતવણી તથા ધમકી આપી છે. રાજમાર્ગ, તળાવ, નદી ઉપરના ઘાટ, વૃક્ષોના છાંયડા વિગેરે સ્થળોએ મળમૂત્ર કરવાની મનાઈ છે. પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''ત્રણ સ્થળોએ મળમૂત્ર કરવાથી બચો : (૧) દરિયા (નદીઓ)ના ઘાટ ઉપર, (૨) રસ્તાઓ ઉપર અને (૩)

છાંયડાઓમાં. આ સ્થળોએ મળમૂત્ર કરવું ધિક્કારપાત્ર છે.'' *(અબૂ દાવૂદ)* ઈસ્લામે સાર્વજનિક સ્થળોએ થૂંકવાની સખ્ત મનાઈ ફરમાવી છે. પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને આ કુટેવ પ્રત્યે સખ્ત અણગમો હતો. જો કોઈ જાહેર સ્થળ પર થૂંકી દેતું તો આપ જાતે તેને સાફ કરી દેતા હતા. અપવિત્ર આહારનું સેવન કરનારા પ્રાણીઓનું બોટેલું કે એઠું કરેલ વાસણ બરાબર સાફ કરવાની ઈસ્લામે સૂચના આપી છે. જો એ વાસણમાં ખાણું–પીણું હોય તો તે ફેંકી દેવું પડે છે. કૂતરાનું બોટેલું વાસણ તો અત્યંત કાળજીપૂર્વક સારી રીતે ધોવાનો આદેશ અપાયો છે.

પશ્ચિમી સમાજ ઈસ્લામની આ ઉત્તમ તાલીમથી સાવ વંચિત છે. ઈસ્લામી શિક્ષણથી સાવ વિપરીત કેટલાક લોકો ઊભા ઊભા મૂત્રત્યાગ કરે છે. પશ્ચિમી ઢંગના શૌચાલયોમાં વ્યક્તિને ઊભા ઊભા મૂત્રત્યાગ કરવાની ફરજ પડે છે. વળી, પશ્ચિમી ઢબનાં બાથરૂમ (સ્નાનઘર)ની રચના તો એટલી વિચિત્ર છે, કે જ્યાં લોકો નહાય છે ત્યાં જ એકતરફ મળમૂત્ર પણ કરે છે, લઘુશંકાથી પરવારીને 'ટોયલેટ પેપર'નો ઉપયોગ થાય છે, પાણીનો ઉપયોગ જ થતો નથી. ઈસ્લામના મતે આ એક તિરસ્કૃત અને ગંદી પ્રથા છે. મુસલમાનો જ્યાં સુધી મળમૂત્રથી પરવારીને પાણી વડે પવિત્રતા પ્રાપ્ત ન કરે ત્યાં સુધી સંતુષ્ટ નથી થતા. પોલેન્ડના જગમશહૂર નવમુસ્લિમ, મુહમ્મદ અસદ પોતાના પુસ્તક "The Road to Mecca" માં લખે છે, ''તે યુગમાં, કે જ્યારે ખ્રિસ્તી રાજવીઓ અને આગેવાનોના નજદીક સ્નાન એક તિરસ્કૃત કાર્ય હતું એ વેળા પ્રત્યેક મુસલમાનના ઘરમાં ઓછામાં ઓછું એક સ્નાનાલય અવશ્ય હોતું. જાહેર સ્નાનઘરો દરેક ઈસ્લામી શહેરમાં સામાન્ય હતાં (જેમ કે નવમી સદી ઈસ્વીમાં) ફક્ત કરતબામાં જ ત્રણ સો (૩૦૦) જાહેર સ્નાનઘરો હતાં. સ્વચ્છતા પ્રત્યેની આ ચીવટ

પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ફરમાન ''પવિત્રતા ઈમાનનો એક ભાગ છે''નું પરિણામ હતું.'' *(ઉર્દૂ ભાષાંતર ''તુફાનોંસે સાહિલ તક,'' પેજ–૧૫૬)* પવિત્રતા અને સ્વચ્છતા અંગેની આ ઈસ્લામની વિચારશૈલીથી વિપરીત તે પરિસ્થિતિ પણ ઉલ્લેખનીય છે, જે મધ્યયુગમાં ઈસાઈ ધર્મમાં પ્રચલિત હતી. મહાન મુસ્લિમ વિદ્વાન મવલાના અબુલ હસન અલી નદવી લખે છે, ''(શરૂઆતના યુગમાં) ખ્રિસ્તીઓ શરીરની પવિત્રતાને આત્માની અપવિત્રતા સમજતા હતા......સેંટ એથેન્સ ઘણા જ ઉત્સાહપૂર્વક કહે છે કે સેંટ એન્થની વૃદ્ધ થઈ ગયો, પરંતુ તેણે પોતાના પગ ધોવાનું પાપ કદી નથી કર્યું. સેંટ અબ્રાહમ, જે ઈસાઈ થવા પછી પચાસ વર્ષ સુધી જીવંત રહ્યા, તે એટલા સતર્ક હતા કે આ ગાળા દરમિયાન ન તો તેમણે પોતાનો ચહેરો ધોયો, ન પગ.'' *(Islam and the World, P. P. 117) (સંદર્ભ : નવમુસ્લિમ મહિલા મરીયમ જમીલા કૃત ''ઈસ્લામ : એક સિદ્ધાંત, એક આંદોલન'' પાનું–૬૮, ૬૯)*

પવિત્રતા અને સ્વચ્છતા અંગે ઈસ્લામે આપેલા શિક્ષણને જોતાં, આ સંદર્ભમાં ઈસ્લામ પર થતાં આક્ષેપોની નિરર્થકતા સ્પષ્ટ થઈ જાય છે.







## ૩૩. શરીઅતે દર્શાવેલું ચતુષ્કોણી દાયિત્વ

ઈસ્લામી શરીઅતની દ્રષ્ટિએ સંસારના પ્રત્યેક માનવી ઉપર ચાર પ્રકારના હક્કો (જવાબદારીઓ) રહેલાં છે. આ ચાર પ્રકારની જવાબદારીઓ સારી રીતે બજાવ્યા વિના કોઈ પણ વ્યક્તિ સાચા અર્થમાં ખુદાની આજ્ઞાપાલક એટલે કે મુસ્લિમ બની શક્તી નથી. આ ચાર પ્રકારના હક્કો આ મુજબ છે :

**(૧) સર્જનહાર પ્રત્યેનું દાયિત્વ :–** માનવીને અલ્લાહે મૂલ્યવાન જીવન આપ્યું છે અને સાથે સાથે અનેક પ્રકારના સન્માનોથી, ભૌતિક સાધનોથી નવાઝયો છે. માનવીની જવાબદારી છે કે તે એક અલ્લાહને જ પોતાનો સ્વામી, અન્નદાતા અને પાલનહાર માને, તેના સિવાય કોઈની બંદગી ન કરે અને કોઈની મહાનતાને હૃદયમાં સ્થાન ન આપે. તેણે જે કામો કરવાનો આદેશ આપ્યો છે તેને કરે અને જે કામોથી બચવાનો આદેશ આપ્યો છે તેવાં કામોથી બચે. તેના અંતિમ સંદેશવાહક હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આપેલ શિક્ષણ અનુસાર માનવી જીવન વિતાવે. નમાઝ, રોઝા, ઝકાત, હજ એ મુસલમાન માટે અલ્લાહ પ્રત્યેનાં અત્યંત મહત્ત્વપૂર્ણ દાયિત્વમાંથી છે. કેમ કે, ખુદાએ આ ઈબાદતોને ફરજિયાત ઠેરવી છે. કલિમા ''લા ઈલા–હ ઈલ્લલ્લાહુ, મુહમ્મદુર્રસૂલુલ્લાહ'' [અર્થાત અલ્લાહ સિવાય કોઈ મા'બૂદ (ઉપાસ્ય) નથી, હઝરત મુહમ્મદ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ખુદાના પયગમ્બર છે]નો હૃદયપૂર્વકનો ઈકરાર વ્યક્તિને પોતાની આ જવાબદારી પ્રત્યે સંપૂર્ણ સભાન બનાવી દે છે.

**(૨) સ્વજાત પ્રત્યેનું દાયિત્વ :–** સામાન્ય રીતે માનવી પોતાની જાતનો સૌથી વધુ શુભેચ્છક હોય છે અને આ કારણે જ તે દરેક પ્રકારના નુકસાનોથી દૂર ભાગવા પ્રયત્ન કરે છે અને પોતાના કલ્યાણ માટેના તમામ પ્રયત્નો આદરે છે; પરંતુ ઈસ્લામી શરીઅત વ્યક્તિની સૌથી મહાન શુભેચ્છક છે. કેમ કે આ શરીઅત 'ખુદાનો કાનૂન' છે અને ખુદા પોતાના બંદાઓની માનવીય લાચારીઓથી સારી પેઠે વાકેફ છે. માનવી પોતે પોતાનો શુભેચ્છક હોવાનો દાવો કરે છે,પણ અનેક ચેષ્ટાઓ અને પ્રવૃત્તિઓ દ્વારા તે સ્વયં પોતાની જાતને જ હાની પહોંચાડે છે. જેમ કે, એક વ્યક્તિને ખુદાના સાક્ષાત્કારની ધૂન લાગી છે, આ માટે તે પોતાના શરીરને અસહ્ય કષ્ટમાં નાંખે છે, તે પોતાના પ્રાણની પાછળ પડે છે. પોતાની મનેચ્છાઓને દબાવે છે, સંસારથી દૂર ભાગે છે, ખાવા–પીવાનું પણ છોડી દે છે અને જંગલો અને પહાડો જેવા એકાંત સ્થળો તરફ દોડે છે, જાણે આ સૃષ્ટિમાંનું કશું જ એના માટે બનાવવામાં આવ્યું ન હોય. એનાથી વિરુદ્ધ, એક વ્યક્તિ વાસનાઓની ગુલામ બનીને બેઠી છે, જેનું નિર્ધારિત પરિણામ એની બરબાદી છે. વ્યક્તિ દ્વારા પોતાની જાત ઉપરના અત્યાચારનાં સેંકડો સ્વરૂપો આપણે રાત–દિન નિહાળીએ છીએ. ઈસ્લામી શરીઅત વ્યક્તિને ચેતવણી આપે છે કે તારી જાત ઉપર પણ તારા કેટલાક હક્કો છે. ઈસ્લામી શરીઅત માનવીને તે તમામ બાબતોથી રોકે છે, જે એના માટે હાનિકારક હોય. પ્રથમ તો પોતાનું પાલનપોષણ કરવા માનવી ભીખ ન માગે અને બેકાર ન ફરે. ખુદાએ જે શક્તિ અને સાધનો ઉપલબ્ધ કર્યા છે તેના ઉચિત ઉપયોગ દ્વારા કમાણી કરીને પોતાનું પોષણ કરવું

જોઈએ.વ્યક્તિના આરોગ્યને અને સામાજિક તથા આર્થિક સ્થિતિને વિનાશ તરફ લઈ જતાં તમામ નશાકારક વ્યસનો (દારૂ, અફીણ, તાડી વિગેરે)ને આ માનવતાવાદી શરીઅતે સદંતર હરામ ઠેરવ્યાં છે. એ જ પ્રમાણે સૂવરનું માંસ, મૃત પશુઓનું માંસ, ઝેરી અને હિંસક પ્રાણીઓનું માંસ અને કોઈ પણ સજીવનું લોહી હરામ છે. કેમ કે, એ શરીર યા આત્મા માટે નુકસાનકારક છે. ઈસ્લામી શરીઅતે શરીરના અંગોને ઢાંકવાનો આદેશ આપ્યો છે અને આ આદેશ અનુસાર અમુક અંગો ઢાંકવાનું ફરજિયાત ઠેરવ્યું છે અને નગ્ન થવા ઉપર પ્રતિબંધ મૂક્યો છે.વાસનાઓના દમનને ઈસ્લામી શરીઅત આવકારતી નથી. વ્યક્તિને તે આદેશ આપે છે કે પોતાની કામેચ્છાને પૂર્ણ કરવા લગ્ન કરો. શરીરને કષ્ટમાં નાંખવાની અને સંસારત્યાગની પણ મનાઈ ફરમાવવામાં આવી છે. ખુદાને મેળવવા માટે દુનિયાના રાહત અને આરામને છોડવાની જરૂર નથી. આ સંસારમાં રહેતાં રહેતાં ખુદાનું આજ્ઞાપાલન કરવું એ જ મુક્તિનો એક માત્ર માર્ગ છે. ઈસ્લામી શરીઅતે 'આત્મહત્યા'ને હરામ ઠેરવી છે અને આદેશ આપ્યો છે કે વ્યક્તિનું શરીર અને પ્રાણ એ ખુદાની મિલકત છે, તેને અકાળે રહેંસી નાંખવાનો વ્યક્તિને કોઈ અધિકાર નથી.

**(૩) માનવબંધુઓ પ્રત્યેનું દાયિત્વ :-** ઈસ્લામી શરીઅત ચાહે છે કે વ્યક્તિ પોતાની જાત પ્રત્યેનું દાયિત્વ નિભાવતાં એવી કોઈ ચેષ્ટા ન કરે, જેનાથી અન્ય લોકોના હિતો ઉપર અસર પડે. માનવબંધુઓ પ્રત્યેના દાયિત્વમાં સૌ પ્રથમ વ્યક્તિનું પોતાના કુટુંબીજનો, માં, બાપ, પુત્ર, ભાઈ, બહેન, પતિ, પત્ની વગેરે) પ્રત્યેનું દાયિત્વ, ત્યાર બાદ પડોશીઓ અને નગરવાસીઓ પ્રત્યેનું દાયિત્વ અને ત્યાર બાદ સમગ્ર સંસારની માનવજાત પ્રત્યેનું દાયિત્વ ક્રમાનુસાર આવે છે અને આ તમામ પ્રકારની જવાબદારીઓનું સ્વરૂપ,

બંધારણ અને નીતિ–નિયમો દર્શાવી દેવામાં આવ્યાં છે, જેની વિગતવાર ચર્ચા અત્રે શક્ય નથી. માનવબંધુઓ પ્રત્યેના આ દાયિત્વ અનુસાર, ઈસ્લામી શરીઅતે તે તમામ બાબતો, જે સામાજિક અને નૈતિક વિનાશ તરફ દોરી જાય છે, હરામ ઠેરવી દીધી છે. હત્યા, લૂંટફાટ, ચોરી, વિશ્વાસઘાત, વ્યાજની આપ–લે, જુગાર, સટ્ટો, લોટરી, ઝઘડાખોરી, જૂઠ, નિંદા, ઈર્ષ્યા, ઘમંડ, વચનભંગ, ખણખોદ, આક્ષેપબાજી, લાંચ–રુશવત, અત્યાચાર, અપ્રામાણિક્તા, છેતરપિંડી, સંગ્રહખોરી, સ્વાર્થવૃત્તિ, કંજૂસાઈ, અપકાર, બનાવટ, દંભ, ઊંચનીચના ભેદભાવ, જૂથવાદ, વર્ગભેદ, નિર્લજ્જતા, વ્યક્તિપૂજા, અન્યાય, કરારભંગ, સંબંધવિચ્છેદ, ખોટા અનુમાન, વ્યભિચાર અને સજાતિય સંબંધો, વાસનાપ્રેરક કલાઓ વગેરે દૂષણોને હરામ ઠેરવવામાં આવ્યાં છે. આ અંગે કુર્આન અને હદીષમાં સ્પષ્ટ આદેશો મવજૂદ છે. ઈસ્લામી શરીઅત અનુસાર સંસારનો પ્રત્યેક માનવી પ્રેમ, સહાનુભૂતિ, સહકાર અને લાગણીઓનો હકદાર છે. જે પ્રમાણે ઈસ્લામી શરીઅતે વ્યક્તિની હરકતોથી અન્ય માનવીઓને બચાવવા કેટલાંક દૂષણોને હરામ ઠેરવ્યાં છે, તે જ પ્રમાણે વ્યક્તિમાં રહેલી સદભાવનાઓથી અન્ય માનવીઓને ફાયદો પહોંચે તે માટે સદ્‌ગુણોને વ્યવસ્થિતરૂપે પ્રોત્સાહન આપ્યું છે. નમ્રતા, સંતોષ, સાદગી, ઉદારતા, ખુદાનો ડર, ઈમાનદારી, સમજદારી, શુદ્ધ વાણી, કર્તવ્યનિષ્ઠા, વચનપાલન, પવિત્રતા, સહાનુભૂતિ, સહકારની ભાવના, ગરીબોની મદદ, નિખાલસતા, સદવર્તન, અનાથો અને વિધવાઓની મદદ, મૈત્રીભાવ, ઝિંદાદિલી, નીતિમત્તા, ધીરજ, વિનય–વિવેક, ક્ષમાની ભાવના, દ્રઢતા, બહાદુરી જેવાં ગુણોને વિકસાવવા માટે વિશિષ્ટ અને મૌલિક પદ્ધતિથી શિક્ષણ આપ્યું છે અને આ ગુણોના વિકાસ સબબ પરલોકમાં 'મહાન સફળતા'ની ખુશખબર આપી છે.

**(૪) સૃષ્ટિ પ્રત્યેનું દાયિત્વ :–** ખુદાએ સમગ્ર સૃષ્ટિ માનવી માટે બનાવી છે અને સૃષ્ટિના અનેક પ્રાણીઓ તથા સાધનો ઉપર માનવીને કાબૂ આપ્યો છે. સૃષ્ટિના આ તમામ સાધનોનો ઉપયોગ કરવામાં મર્યાદા અને વિવેકબુદ્ધિ જાળવવાની ઈસ્લામી શરીઅતે તાકીદ કરી છે. પશુઓ પ્રત્યે દયાભાવ રાખવાનો આદેશ આપ્યો છે. પશુઓ–પ્રાણીઓને શોખ, તમાશા અને મનોરંજન માટે પરસ્પર લડાવવાની અને વિના કારણે તેમને મારવાની મનાઈ છે. ઝેરી પ્રાણીઓને નુકસાનથી બચવા માટે મારવાની છૂટ અપાઈ છે, પરંતુ રીબાવીને મારવાની મનાઈ છે. પશુઓને ભૂખ્યા રાખવા, એમની પાસેથી ગજા બહારનું કામ લેવું, હદ ઉપરાંત મારપીટ કરવી અનુચિત છે. પક્ષીઓને વિના કારણે કેદમાં રાખવાં પણ ઉચિત નથી. વૃક્ષો અને છોડને વિના કારણે નુકસાન પહોંચાડવાની પણ મનાઈ છે. વિના જરૂરતે પાણી વહાવવાની અને જરૂરતથી વધારે પાણી વાપરવાની પણ ઈસ્લામી શરીઅતે મનાઈ કરી છે. આ ઉપરાંત, સૃષ્ટિના કોઈ પણ સાધન, શક્તિ અને ઉર્જાનો નકામો વ્યય ન થાય તે માટે ઈસ્લામી શરીઅતે પોતાના મૌલિક અને પ્રાકૃતિક દ્રષ્ટિકોણના બળ વડે વ્યક્તિને એની 'પ્રકૃતિ'નો સદ્ઉપયોગ કરવાની શિખામણ આપી છે.

—ઈસ્લામી શરીઅતનું આ વ્યાપક કાર્યવર્તુળ એના પ્રાકૃતિક અને ખુદાઈ આધારની સાક્ષી આપી જાય છે.







# ૩૪. ઈસ્લામી સજાઓની વ્યાવહારિક હેસિયત

પશ્ચિમના વિદ્વાનો ઈસ્લામી ન્યાય વિશે હંમેશા ચિત્રવિચિત્ર પ્રકારની ટીકાઓ કરતાં રહ્યાં છે અને પશ્ચિમના રંગે રંગાયેલો એક મોટો વર્ગ પણ કંઈક આ જ પ્રકારની મનોદશામાં સપડાયેલો છે. તેઓના મતે ઈસ્લામે કેટલાક અપરાધો માટે સૂચવેલી સજાઓ બર્બરતાપૂર્ણ છે, જે પ્રાચીન યુગમાં જંગલી અને જડ પ્રજા માટે ઘડવામાં આવી હતી. આજના પ્રગતિશીલ યુગમાં આવી ''ક્રૂર'' સજાઓને અમલમાં મૂકવી એ સર્વગ્રાહી દ્રષ્ટિએ અમાનવીય છે એવી આ ''સુધરેલા'' વર્ગની દલીલ છે, પરંતુ આશ્ચર્યની વાત છે કે સમાજમાં પોતાની ધાક જમાવીને બેઠેલા ત્રાસવાદી અને અસામાજિક તત્ત્વોના હાથે દરરોજ સંખ્યાબંધ નિર્દોષ અને માસૂમ માનવજીવોનું મોંઘેરૂ જીવન હણાય છે તેને આ 'સુધરેલો' વર્ગ ''સમાચાર'' તરીકે પણ ગણવા તૈયાર નથી અને નિર્દોષોની આ હત્યાઓની ખબરો સાંભળી એમના સંવેદનતંત્ર પર કોઈ જ પ્રભાવ પડતો નથી, પરંતુ માત્ર એક ગુનેહગારની કાયદેસરની સજા ઉપર તેઓ બેચેન બની ઊઠે છે. વળી, એનાથી વધારે આશ્ચર્યની વાત તો એ છે કે આ ''આધુનિક વર્ગ''ને ઈસ્લામી સજાઓમાં તો બર્બરતા અને ક્રૂરતા દેખાય છે, પરંતુ અપરાધીના અપરાધમાં કોઈ ક્રૂરતા જોવાતી નથી. અપરાધની વ્યાખ્યા સમાજશાસ્ત્રીઓ એવી કરે છે કે એ સમાજ અને સામાજિક હિતોની

વિરુદ્ધ કોઈ અત્યાચારભર્યા કૃત્યનું નામ છે, ગુનાખોરીની સીધી અસરો હેઠળ સમાજજીવન દુષ્પ્રભાવિત થાય છે અને સામુદાયિક વ્યવસ્થાતંત્રની જાણવણીમાં ગુનાખોરી અને તેના પરિણામો ભારે અવરોધો સર્જતા હોય છે. તેથી ગુનાખોરીને ડામવા માટે રાજ્યનું તંત્ર કાયદાઓ ઘડવા લાચાર હોય છે, પરંતુ ઈસ્લામી રાજ્યતંત્રમાં કાયદાઓ ઘડવાનો અધિકાર કોઈ માનવીને કે માનવીઓની બનેલી પાર્લામેન્ટને નથી. કેમ કે તમામ પ્રકારના કાયદા–કાનૂન ધરાવતું બંધારણ અલ્લાહે અર્પણ કરી દીધું છે. આ ખુદાદત્ત જીવનબંધારણ (અર્થાત કુર્આન અને પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું જીવન)ને લાગુ કરવાની જવાબદારી ઈસ્લામી રાજ્યમાં રાજ્યતંત્રની જવાબદાર વ્યક્તિઓ ઉપર હોય છે. ગુનાખોરીની સજાઓના કાયદાઓ પણ તે મહાન ખુદાએ અર્પણ કર્યા છે, જેની સામે ભૂત–ભવિષ્ય અને વર્તમાન ઉઘાડા છે. આ જ કારણોસર ઈસ્લામી અદાલતમાં ગંભીર અપરાધો આચરનારાઓ પ્રત્યે ન્યાયાધીશનાં પક્ષપાતની તમામ શક્યતાઓ નાબૂદ થઈ જાય છે. કેમ કે, અપરાધ ઈસ્લામી ન્યાયના નિયમો અનુસાર સંપૂર્ણ રીતે પૂરવાર થઈ જાય તો ન્યાયાધીશે અપરાધીને સજા આપવી ફરજિયાત થઈ જાય છે, પછી ભલે તે અપરાધી ગમે તેટલી લાગવગ કે પહોંચ ધરાવતો હોય, પરંતુ જો અપરાધીનો અપરાધ ઈસ્લામી ન્યાયની શરતો અનુસાર પુરવાર ન થઈ શકે તો ન્યાયાધીશ અપરાધીને સજા આપી શક્તો નથી, ભલે તે અપરાધી અંગત રીતે ન્યાયાધીશનો કોઈ મોટો શત્રુ પણ હોય. હા, અપરાધીને સજા આપવા કે ન આપવાનો નિર્ણય કરતાં પહેલાં ન્યાયાધીશ માટે એ વાત જરૂરી છે કે અપરાધના સંદર્ભમાં અપરાધીની જવાબદારીનું સીમાંકન કરી લે. ઈસ્લામ આડેધડ સજાઓ તજવીજ નથી કરતો અને ન બેફામ એ સજાઓને અમલમાં મૂકે છે. ઈસ્લામી ન્યાયમાં અપરાધીને સજા આપતાં પહેલાં તે તમામ પરિસ્થિતિઓને

જોવામાં આવે છે, જેમનો અપરાધી સાથે સંબંધ છે. અપરાધીના દ્રષ્ટિકોણની સાથે સાથે સમાજના દ્રષ્ટિકોણને પણ તપાસવામાં આવે છે અને ત્યાર બાદ જ સજાનો નિર્ણય લેવાય છે.

**ઈસ્લામી દંડ વિધાનના ત્રણ પ્રકારો છે :–** (૧) હત્યાના બદલામાં મૃત્યુદંડ અથવા દિયત અથવા ક્ષમા. મૃતકના વારસો જો હત્યારાને મૃત્યુદંડ આપવાનો જ આગ્રહ રાખે તો મૃત્યુદંડ આપવો જરૂરી છે. જો મૃત્યુદંડને બદલે અવેજમાં નિર્ધારિત ભૌતિક મૂલ્ય (દિયત) લેવા વારસદારો રાજી હોય તો હત્યારા ઉપરથી મૃત્યુદંડ આપોઆપ ટળી જશે અને જો વારસદારો હત્યારાને માફ કરી દે તો ઈસ્લામી અદાલત ન મૃત્યુદંડ આપી શકે છે ન અન્ય કોઈ સજા. (૨) તે અપરાધો જેની સજા અલ્લાહે સ્વયં સૂચવેલી છે, તે અપરાધો આ મુજબ છે : (i) વ્યભિચાર (ii) વ્યભિચારનો આક્ષેપ (iii) મદ્યપાન (iv) ચોરી (v) ચડાઈ કરીને લૂંટફાટ કરવી (vi) બળવાખોરી (vii) ઈસ્લામથી વિમુખ થઈ અન્ય ધર્મ સ્વીકારી લેવો. આ અપરાધોમાં સજા આપતી વખતે ઈસ્લામે દર્શાવેલા નીતિ–નિયમોથી ઉપરવટ જઈ બાંધછોડ કરવો ન્યાયાધીશને અધિકાર નથી. (૩) તે અપરાધો, જેમાં ઈસ્લામે સજાનું કોઈ ધોરણ સૂચવ્યું નથી અને ન્યાયાધીશ ઈસ્લામી ન્યાયવ્યવસ્થાના બંધારણમાં રહીને અપરાધીને પોતાની વિવેકબુદ્ધિથી ગમે તે સજા આપી શકે છે. –ઉપરોક્ત ત્રણ પ્રકારોમાં બીજો પ્રકાર સૌથી મહત્ત્વપૂર્ણ છે, કેમ કે એમાં સજાની હદો સ્વયં સૃષ્ટિના સર્જનહારે સૂચવી દીધી છે. અહીં આપણે તે પૈકી માત્ર બે જ અપરાધો વ્યભિચાર અને ચોરીને લઈએ. કેમ કે મોટે ભાગે ''પ્રગતિવાદીઓ '' આ બે અપરાધોને આધારે જ પોતાની પિપૂડી વગાડતા રહે છે, સૌ પ્રથમ તો ઈસ્લામી ન્યાયશાસ્ત્રનો એક મહત્ત્વપૂર્ણ સિદ્ધાંત સૌએ સમજી લેવો જોઈએ. તે સિદ્ધાંત વાસ્તવમાં હઝરત

૧૨/ – પયગમ્બર મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું કથન છે. જે આ મુજબ છે, ''જ્યાં સુધી શક્ય હોય, મુસલમાનો ઉપરથી સજાની હદોને ટાળો. જો લેશમાત્ર પણ સંદેહ જણાઈ આવે તો સજા ન આપો. કેમ કે ન્યાયાધીશ જો માફ કરી દેવામાં ભૂલ કરી દે તો તે એનાથી વધારે સારું છે કે સજા આપવામાં ભૂલ કરે.' *(સુનને ઈબ્ને માજા, તિરમિઝી)* ઈસ્લામ ચોરના હાથ કાપવાનો હુકમ આપે છે, પરંતુ જ્યાં લેશમાત્ર પણ શંકા જાય કે ચોરીનું કારણ ભૂખ હતી તો અપરાધીને હાથ કાપવાની સજા નથી આપતો. ઈસ્લામના દ્વિતીય ખલીફા હઝરત ઉમર (રદિ.) શરીઅતના હુકમોને લાગુ કરવા માટે પોતાની કડકાઈ અંગે જાણીતા છે, પરંતુ જ્યારે આ દ્વિતીય ખલીફા હઝરત ઉમર (રદિ.)ના યુગમાં દુષ્કાળ પડયો તો આપે ચોરીના અપરાધમાં કોઈને પણ હાથ કાપવાની સજા આપી નહીં, કેમ કે એ વાતની શંકા જણાતી હતી કે લોકો ભૂખથી મજબૂર બનીને પણ ચોરી કરતા હતા. વળી, ચોરીને પુરવાર કરવા માટે બે સાક્ષીઓ હોવા જરૂરી છે. જો તેઓ સાક્ષી આપવામાં લેશમાત્ર પણ ઢચુંપચું થાય તો સજા આપી શકાતી નથી. વળી, આ પ્રકારની શિક્ષાત્મક સજાઓ માત્ર 'ઈસ્લામી રાજ્ય'માં જ લાગુ કરી શકાય છે, ગમે ત્યાં નહીં. ઉપરાંત આ સજાઓ કાંઈ રોજબરોજ લોકો ઉપર લાગુ પડતી નથી. ઈસ્લામી ઈતિહાસના ચાર સો વર્ષ જેટલા ગાળામાં ઈસ્લામી અદાલતો દ્વારા ચોરી બદલ હાથ કાપવાની સજા કેવળ અમુક વખત જ આપવામાં આવી તેનાથી એ પુરવાર થાય છે કે ઈસ્લામનો મૂળ આશય ચોરીને અટકાવવાનો છે, નહીં કે લોકોના હાથ કાપવાનો. એ જ પ્રમાણે વ્યભિચાર અંગેની સજાનો મામલો તો અત્યંત ગંભીર છે. કોઈ વ્યક્તિ ઉપર વ્યભિચારનો આરોપ મૂકનારે તે આરોપને પુરવાર કરવા માટે ચાર સાક્ષીઓ લાવવા ફરજિયાત છે. જો આરોપ મૂકનાર ચાર સાક્ષીઓ ન લાવી શકે તો તે સ્વયં અપરાધીના પાંજરામાં ખડો થઈ જાય છે અને આરોપને પુરવાર

ન કરી શકવા બદલ તેને ૮૦ કોરડાની સજા ફટકારવાનો આદેશ છે તથા આરોપ મૂકનાર સદાને માટે કોઈ મુકદમામાં 'સાક્ષી' તરીકે ગેરલાયક ઠરે છે. વ્યભિચારનો આરોપ પુરવાર કરવામાં ઈસ્લામે દર્શાવેલ આ કડક અને ભારેખમ શરતોને કારણે ભાગ્યે જ કોઈ વ્યક્તિ 'સાક્ષી' બનવાની હિંમત કરી શકે છે. કેમ કે, વ્યભિચારનો આરોપ ઈસ્લામી અદાલતમાં પુરવાર કરવો એ અત્યંત મુશ્કેલ જેવી બાબત છે અને સાક્ષીઓના અપરાધી ઠરવાનો સંપૂર્ણ ભય હોય છે. પરિણીત સ્ત્રી–પુરુષ વ્યભિચાર કરે તો બંનેને પથ્થરો મારી મારીને ખતમ કરવાનો આદેશ છે અને અપરિણીત સ્ત્રી–પુરુષ વ્યભિચાર કરે તો સો કોરડા ફટકારવાનો હુકમ છે, પરંતુ આ સજાને અમલી બનાવવી એ રમત વાત નથી.

સજાઓની બાબતમાં ઈસ્લામી ધોરણોને જોતાં એ માલૂમ પડે છે કે ઈસ્લામ, પહેલાં તો સમાજને એ પરિસ્થિતિઓથી મુક્ત કરવા માગે છે, જે અપરાધ માટે કારણરૂપ હોય. આના પછી પણ કોઈ અપરાધ કરે તો ન્યાયપૂર્ણ સજાઓ સૂચવે છે. દા. ત. ચોર વિશે એવો સંદેહ જાય કે એણે સંજોગોથી લાચાર બનીને અપરાધ કર્યો છે તો એને સજા નથી અપાતી. શું આનાથી પણ ન્યાયોચિત દંડ–વિધાન અન્ય કોઈ હોઈ શકે છે ?

**નોંધ :–** આ વિષય અંગેની વિસ્તૃત માહિતી લેખકની પુસ્તિકા ''ઈસ્લામી સજાઓ : ગેરસમજ અને હકીકત''માંથી મળી રહેશે.



# ૩૫. ઈસ્લામનો વૈજ્ઞાનિક અને બૌદ્ધિક અભિગમ

કોઈ પણ પ્રકારના શક વિના ખાતરીપૂર્વક કહી શકાય છે કે ઈસ્લામ વૈજ્ઞાનિક, પ્રગતિવાદી અને અનુભવલક્ષી વિચારસરણીનો પુરસ્કર્તા છે. અગર કોઈ નિષ્ઠાપૂર્વક આ અંગે અભ્યાસ કરી જુએ તો હકીકત સ્વયં રોશન થઈ જશે, તવહીદ (એકેશ્વરવાદ)નો સિદ્ધાંત વિજ્ઞાન અને આધુનિક યુગનો પ્રેરણાસ્ત્રોત છે. ઈસ્લામ માનવીને કહે છે કે આ સૃષ્ટિમાંનું કોઈ જ તત્ત્વ ખુદા નથી, શુભ કે અશુભનું સ્વામી નથી. ખુદા તો માત્ર એક જ છે અને સૃષ્ટિનું પ્રત્યેક તત્ત્વ તેની સામે પરાધીન છે અને સમગ્ર સૃષ્ટિ ખુદાએ માનવી માટે બનાવી છે. કુર્આન તે પ્રથમ શક્તિ છે, જે અનુભવ, અખતરા, અવલોકન અને ચિંતન દ્વારા ખંતપૂર્વક જ્ઞાનપ્રાપ્તિનું શિક્ષણ આપે છે. કુર્આનના શિક્ષણ અનુસાર, આ સૃષ્ટિ જ્ઞાન અને હકીકતને શોધવાનો ભંડાર છે. કુર્આન એવા અંધશ્રદ્ધાભર્યા ''સત્યો''નું સમર્થન નથી કરતું, જે પ્રમાણો પર આધારિત ન હોય. કુર્આન વારંવાર કોઈ પણ વાત કે માન્યતાના સમર્થન માટે પુરાવાની માગણી કરે છે. આપ કુર્આનનું કોઈ પણ પ્રકરણ ઉઘાડી જુઓ તો કુર્આનની તે આગ્રહભરી અપીલ જરૂર જોવા મળશે કે કુદરતના અસીમ સર્જનમાંથી જ્ઞાન મેળવવામાં આવે.

ઈસ્લામ એવી અંધશ્રદ્ધા અને માન્યતાઓને મંજૂર નથી રાખતો, જેમાં અંધશ્રદ્ધાઓ અને વહેમોની ભેળસેળ હોય. ઈસ્લામ અલ્લાહ પર ઈમાન લાવવાનું આમંત્રણ આપે છે, પરંતુ સાથે અલ્લાહના અસ્તિત્વ અને વ્યક્તિત્વ અંગે સ્પષ્ટ, સચોટ અને બુદ્ધિગમ્ય દલીલો રજૂ કરે છે. પોતાની બુદ્ધિ તથા દ્રષ્ટિના વિકાસ માટે જ્ઞાન પ્રાપ્ત કરવા માગતા વિચારક સામે ઈસ્લામ કોઈ અંતરાય નથી સર્જતો. જ્ઞાનપ્રાપ્તિની તમામ ઉચિત પદ્ધતિઓ અપનાવવા ઈસ્લામ વ્યક્તિને આગ્રહ કરે છે. આવો આગ્રહ કરીને ઈસ્લામ મનુષ્યની વિવેકબુદ્ધિ પ્રત્યે ભારે માન અને વિશ્વાસ દાખવે છે. ડૉ. હમૂદા અબ્દેલતી લખે છે, ''ઈસ્લામ વ્યક્તિને ઊંચે આણીને તેને વિશ્વાસ તથા અલૌકિક આધાર દ્વારા સબળ બનાવવા ચાહે છે, કે જેથી તેના વિચારોનું સામ્રાજ્ય ભૌતિક જ્ઞાન તથા આત્મતત્ત્વવિદ્યા, વૈજ્ઞાનિક, દાર્શનિક, અંતર્જ્ઞાન, પ્રયોગશાસ્ત્ર, ઈન્દ્રીયસંબંધી કે એ સિવાયના બધાં જ ક્ષેત્રોમાં પ્રસરી શકે. આ રીતે તવહીદ વ્યક્તિની ચેતનશક્તિને ઉછેરે છે અને માનસિક જીવનને આબાદ બનાવે છે.''

*(ઈસ્લામ, હકીકતો સંક્ષિપ્તમાં, પેજ– ૧૭૫)*

—ઈસ્લામનો તવહીદ અંગેનો સિદ્ધાંત તમામ પ્રકારના અવૈજ્ઞાનિક, સંકુચિત અને અંધશ્રદ્ધા યુક્ત વલણોની ઈમારતને તોડી પાડે છે. કુર્આન પહેલાંની માનવ સભ્યતા અને કુર્આન પછીની માનવ સભ્યતાની પરિસ્થિતિનો અભ્યાસ કરવાથી જણાઈ આવે છે કે કુર્આન પહેલાંનો યુગ અજ્ઞાન અને અસભ્યતાઓનો યુગ હતો. લોકોના મન અનેક પ્રકારના વહેમોમાં સપડાયેલાં હતાં. પ્રકૃતિનાં તત્ત્વોને ખુદા માનતો માનવી એ ''બનાવટી ખુદાઓ''ને કેવી રીતે પોતાના સંશોધનોનું ક્ષેત્ર બનાવી શક્તો હતો ? કુર્આને જાહેરાત કરી દીધી કે

આ સૃષ્ટિમાં એક માત્ર ખુદા સિવાય કોઈ શક્તિમાન, સ્વામી, અંતર્યામી, નફા–નુકસાનનો માલિક નથી. કુર્આને જે શિક્ષણ માનવજાત સમક્ષ રજૂ કર્યું તેનાથી જ્ઞાન અને વિજ્ઞાનની ક્ષિતિજો વિસ્તરવા માંડી, માનવજાતના માનસિક અભિગમમાં ક્રાંતિકારી પરિવર્તન આવ્યું. અનેક અજ્ઞાનતાપૂર્ણ માન્યતાઓનો ખાત્મો બોલાઈ ગયો અને વૈજ્ઞાનિક દ્રષ્ટિકોણ એક શક્તિશાળી સ્વરૂપમાં ઉદ્‌ભવ્યો, જે એક ઐતિહાસિક બીના છે.

હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આગમન પૂર્વે અરબસ્તાનમાં અસભ્ય સમાજ જ્યોતિષશાસ્ત્ર, શુભ–અશુભ, શુકન–અપશુકન, જંતરમંતર જેવી અનેક અંધશ્રદ્ધાઓમાં સંડોવાયેલો હતો અને એમનું માનસ વૈજ્ઞાનિક દ્રષ્ટિકોણથી માઈલો દૂર હતું. બહુઈશ્વરવાદના ભયાનક દૂષણનું આ પરિણામ હતું. જે લોકો પોતે ભવિષ્યની બાબતો જાણવાનો દાવો કરી લોકોને પોતાના પ્રભાવ હેઠળ રાખતા હતા તેમની વિરુદ્ધ ઈસ્લામના પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ક્રાંતિકારી જિહાદ જગવી. લોકોને ખુદાની વાણી સંભળાવી, ''હે પયગમ્બર ! આપ લોકોને કહી દો કે એક અલ્લાહ સિવાય જમીન અને આકાશોમાં ભવિષ્યનું જ્ઞાન કોઈ નથી રાખતું.'' *(કુર્આન, સૂરએ નમ્લ, આયત–૬૫)* કુર્આને અત્યંત ભારપૂર્વક વારંવાર આ હકીકત લોકો સામે રજૂ કરી અને લોકોને જ્યોતિષવિદ્યા અને ભવિષ્યકથનના અંધશ્રદ્ધાયુક્ત વિચારોની પકડમાંથી મુક્ત કર્યા. ઈસ્લામના પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, ''જે વ્યક્તિ જ્યોતિષ પાસે ગયો અને તેની વાતોને માની લીધી તેણે હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર ઉતારવામાં આવેલ માર્ગદર્શન (ઈસ્લામ)નો ઈનકાર કર્યો.'' *(બઝ્ઝાર)*

અરબસ્તાનના લોકો ભવિષ્ય જાણવા માટે પાંસાં ફેંકવાની રમત રમતા હતા. તેઓ જુદા જુદા તીરો ઉપર ''મારા ખુદાએ મને હુકમ આપ્યો છે'' અને ''મારા ખુદાએ મને મનાઈ કરી છે'' લખતાં અને અને એક તીર કોરું રાખતાં. જ્યારે પ્રવાસ, લગ્ન કે અન્ય કોઈ કાર્યનો વિચાર થતો ત્યારે એક સ્થળે છૂપાવેલાં તીરોમાંથી ગમે તે એક ઉઠાવતાં. જો 'આદેશ' અંગેનું તીર નીકળતું તો કાર્ય કરતાં, નહીં તો પોતાનું કાર્ય માંડી વાળતાં. કુર્આને આ પ્રકારનાં કુરિવાજોને નિષેધિત ઠેરવતાં ફરમાવ્યું, ''તમારા ઉપર હરામ કરવામાં આવ્યું છે.... અને એ કે તીરો વડે ભવિષ્ય જાણો. આ આજ્ઞાનો ભંગ કરવા બરાબર છે.'' *(સૂરએ માઈદહ, આયત–૩)* અરબસ્તાનની પ્રજાએ શુકન–અપશુકન નક્કી કરવા પશુ, પક્ષીઓનાં હલન–ચલનનો કે તેમના અવાજોનો કે અમુક વસ્તુઓનાં રંગ યા નામોનો આધાર લઈ અનેક અવૈજ્ઞાનિક રિવાજો ઘડી કાઢ્યા હતા. ઈસ્લામના પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ શુભ–અશુભ અને શુકન–અપશુકન અંગેની તમામ માન્યતા રદબાતલ ઠેરવી અને ફરમાવ્યું કે એ તો મનમાં ઉપસ્થિત થતી (વહેમ જેવી) વાત છે. હકીકતમાં એનો કોઈ આધાર નથી. એક હદીષ શરીફમાં છે કે પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાના માનવંત સાથીઓ સમક્ષ એકવાર ફરમાવ્યું કે જે માણસ અપશુકન થયા છે એમ માનીને પોતાનું કામકાજ માંડી વાળે તે ચોક્કસ બહુઈશ્વરવાદી (મુશ્રિક) છે.'' *(મજાલિસુલ અબરાર, ભાગ–પેજ–૪૫૩)* ઈસ્લામના પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ લોકોને સમજાવ્યા કે ભલાઈ અને બુરાઈ, લાભ કે ગેરલાભ અલ્લાહ સિવાય કોઈના હાથમાં નથી. અશુભ કે અપશુકન તો દુર્ગુણો અને દુરાચાર છે. કઈ ઘડી શુભ કે અશુભ છે તેનો આધાર માનવીના આચરણ ઉપર

છે. મનુષ્ય સદાચરણ કરતો રહે તો દરેક પળ શુભ જ છે.

*(મજાલિસુલ અબરાર, ભાગ–૧, પેજ–૪૫૨, ૪૫૩)*

વાસ્તવમાં કુર્આને માનવજાતને માનસિક વિકાસનો ધોરીમાર્ગ સૂચવ્યો અને બહુઈશ્વરવાદને પરિણામે લોકોનાં માનસમાં બાઝેલા વહેમો અને અંધશ્રદ્ધાઓની સાફસૂફી કરી. પરિણામ એ આવ્યું કે એ હજારો વર્ષ સુધીમાં જે વૈજ્ઞાનિક અને વૈચારિક વિકાસ શક્ય બન્યો ન હતો તે થોડીક જ સદીઓમાં દ્રષ્ટિ સમક્ષ આવ્યો. સ્વતંત્ર પ્રકારના સંશોધનો અને વિચારોની રજૂઆત માટે કુર્આને અનુકૂળ માહોલ સર્જી દીધો અને પરિણામે માનવતા અનેક પ્રકારની અંધશ્રદ્ધાઓમાંથી મુક્ત થઈને વૈજ્ઞાનિક વિચારસરણી તરફ વળી. તવહીદ કેટલો વૈજ્ઞાનિક અને ક્રાંતિકારી સિદ્ધાંત છે તે આ વૈચારિક ક્રાંતિના સદપરિણામોથી જાણી શકાય છે.



**સમાપ્ત**